શ્રી સૂરજબહેન પટેલ સ્મારકમાળા—૯

# બેતાજ બાદશાહ

[સર ફીરોઝશાહ મહેતા]

ચુનીલાલ પુ૦ બારોટ
બા૦ વિ૦ (ગૂ૦ વિદ્યાપીઠ)

પ્રકાશક તરફથી ભેટ



ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ-૧૪

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૧ | દો! | દો!' |
| ૪૮ | ૧૩ | ૧૮૭૭ | ૧૮૮૭ |
| ૫૧ | ૧૯ | બધા | 'બધા |
| ૬૧ | ૨૧ | કાંઈ | કોઈ |
| ૬૬ | ૨૨ | કસબાઓને | કસબાઓના |
| ૧૦૬ | ૧૪ | ઘોષે | ઘોષ |
| ૧૧૨ | ૪ | મીતવાદીઓમાં | મિતવાદીઓમાં |
| ૧૧૪ | ૧૧ | જેમ્પસ | જેમ્સ |

## ઉમેરો

સાલવારીદર્શક પરિશિષ્ટમાં નીચેનું લખાણ ઉમેરી લો—

૧૯૧૦ માંદગીને કારણે ઇગ્લંડ

૧૯૧૧ પારસી પંચાયતના ટ્રસ્ટીઓની ચૂંટણી. મુંબઈ કોર્પોરેશનના પ્રમુખ સેન્ટ્રલ બૅન્કની સ્થાપનામાં મદદ

૧૯૧૨ સરકારી નોકરીઓ બાબતના શાહી કમિશન સમક્ષ

૧૯૧૩ 'ક્રોનિકલ'ની સ્થાપના. દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન વિષે સભા

૧૯૧૪ માંદગી, હૃદયરોગ

૧૯૧૫ મુંબઈ યુનિવર્સિટીના કુલનાયકપદે.

# પ્રકાશકનું નિવેદન

હિંદનાં વિવિધ જીવનક્ષેત્રોમાં કામ કરીને આપણા રાષ્ટ્રજીવનનું ઘડતર કરનાર ગણાય એવા કેટલાક મહાપુરુષોની જીવનકથામાળા ગુજરાતીમાં ઉતારવી ઘટે, એ વિચારથી પ્રેરાઈને શ્રી સૂરજબહેન પટેલ સ્મારકમાળામાં એવાં ચરિત્રો પ્રસિદ્ધ કરવા માંડયાં છે. તેમાં પ્રથમ પુસ્તક તરીકે આચાર્ય શ્રી. પ્રફુલ્લચંદ્ર રાયનું ચરિત્ર બહાર પાડવામાં આવ્યું છે. હવે એ જ પુસ્તકના લેખક શ્રી. બારોટે તૈયાર કરેલું શ્રી. ફીરોઝશાહ મહેતાનું ચરિત્ર પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે.

જે યુગમાં બ્રિટિશ રાજકર્તાઓને દેવ સમાન ગણવામાં આવતા, અને જે યુગમાં સામાન્ય રીતે તેઓની સામે બોલ કાઢવો એ પણ સાહસ ગણાતું, તે યુગમાં સરકારી હોદ્દાનું પ્રલોભન છોડી દઈ, દેશસેવાને જ વરનારા પ્રતાપી પુરુષ શ્રી. ફીરોઝશાહ હતા. ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનામાં એમનો હાથ હતો. ગાંધીજીએ એમને હિમાલય સાથે સરખાવ્યા હતા; એવું એમનું અત્યંત પ્રભાવશાળી વ્યક્તિત્વ હતું. તે જમાનામાં તે મુંબઈના 'બેતાજ બાદશાહ' ગણાતા.

આપણા દેશના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં જેમણે ભાગ લીધો હતો, તેવા મહાપુરુષોનાં જીવનચરિત્રો આપણી ઊગતી પ્રજાએ જાણવાં જોઈએ. એવા સ્વાધ્યાયયજ્ઞ દ્વારા જ કાંઈક ઋષિતર્પણ તથા પિતૃતર્પણ થાય. શ્રી. ફીરોઝશાહ મહેતા પારસી હતા; પણ તેમણે પોતાને કદી માત્ર પારસી માન્યા નથી. તે પોતે 'પ્રથમ હું હિંદી છું,

પારસી પછી ' એવું કહેવામાં જ ગૌરવ માનતા. તેવા એક હિંદી મહાનુભાવની આ જીવનકથાનો આમુખ લખી આપનાર શ્રી. દાવર જેવા બીજા એક હિંદી-પારસી સજ્જન મળ્યા, તે એક સુભગ સુયોગ છે. તેમણે રસીલી સરળ ગુજરાતી ભાષામાં શ્રી. ફીરોઝશાહ મહેતા અંગે જે લખ્યુ છે, તે વાચકને એ જીવનકથા સમજવામાં યોગ્ય દોરવણીરૂપ થઈ પડશે, એમ હું માનું છું. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી તેમનો આભાર માનવાની આ તક લઉં છું.

૨૦-૩-'૫૮

# બે બોલ

અગ્રેજો જશે તો હિંદ પુન અનેક દેશી રાજ્યોમા વહેંચાઈ જશે અને અગ્રેજોએ સર્જેલી હિંદની એકતા છિન્નભિન્ન થઈ જશે, એવી એક આગાહી હતી સદ્ભાગ્યે અગ્રેજો ગયા છે, પણ દેશના ભારત અને પાકિસ્તાન એવા ફક્ત બે જ ટુકડા થયા છે બાકી દેશી રાજ્યો તો ઊલટા વિલીન થયા છે!

ભાષાવાર રાજ્યરચના થશે તો હિંદની એકતા નષ્ટ થશે એવી બીજી આગાહી હતી ભાષાવાર પુનર્ઘટના પણ થઈ ચૂકી છે, છતા ભારતની એકતા અતૂટ રહી છે

હવે ત્રીજી આગાહી એવી કરવામા આવી છે કે અગ્રેજીને ભારતની રાજ્યભાષા તરીકે વિદાય અપાશે, તો દેશના ટુકડા થઈ જશે!

જે કાઈ ચાલુ હોય એમા કોઈ પણ પરિવર્તનની વાત આવે ત્યારે, શુ ઘરમા, શુ સમાજમા, શુ રાજ્યમા, કે શુ દુનિયામા, સત્વર આપત્તિની આગાહી ક્યારેય ન કરાઈ હોય એવુ ઇતિહાસમા ભાગ્યે જ બન્યુ છે

ભારત જ્યારે આર્યાવર્ત હતુ ત્યારે સસ્કૃત રાજ્યભાષા હતી પછી મુસલમાની રાજ્ય થયુ, ત્યારે ફારસી રાજ્યભાષા થઈ અને અગ્રેજો આવ્યા ત્યારે અગ્રેજી રાજ્યભાષા થઈ ઇંગ્લડના ઇતિહાસમા પણ એવા જ ફેરફારો નોંધાયેલા છે ત્યા રોમન સામ્રાજ્ય પહોચ્યુ ત્યારે લેટિન લઈને ગયુ નોર્મનો પહોચ્યા ત્યારે ફ્રેંચ ભાષા લઈને ગયા, અને પરદેશીઓને તેમ જ પોપને વિદાય આપી અગ્રેજોની

અસ્મિતાની પ્રતિભ થઈ ત્યારે અગ્રેજી ભાષાનુ રાજ્ય થયુ રાજ્યકર્તાની સસ્કૃતિની (જો એની પાસે પોતાની કોઈ સસ્કૃતિ હોય તો) રાજ્ય પર એટલી ભારે અસર હોય છે કે, राजा कालस्य कारणम् એવી કહેવત પડી ગઈ છે પશ્ચિમના દેશોમા રાજાશાહી આથમવા માડી અને પ્રજાસત્તાકોની સ્થાપના થઈ ત્યારથી જ્યાત્યા પ્રજાઓની પોતાની દેશી ભાષાઓનો ઉદયકાળ શરૂ થયો, વિવિધ ભાષાઓ ખેડાઈ, અને વિવિધ સાહિત્યો સમૃદ્ધ થયા

ઇગ્લડમા અગ્રેજીમા જ બધો વહેવાર શરૂ થયો ત્યારે તે હાલ છે એવી ખેડાયેલી કે સમૃદ્ધ ભાષા નહોતી યુરોપમા ખેડાયેલી અને સમૃદ્ધ ભાષાઓ તો ગ્રીક અને લેટિન જ હતી લોકો તો પોતાનુ અજ્ઞાન ઢાંકવવા પણ 'અમારે મન એ બધુ ગ્રીક અને લેટિન છે' એવુ જ બોલતા પણ લોકશાહીનો ઉદય થયો, ત્યારે સાસ્કૃતિક એવી પડિતોની ભાષાઓ ન ટકી શકી જ્ઞાન અને અભ્યાસના વિષય તરીકે એમનું સ્થાન અચળ રહ્યુ, પરતુ જ્ઞાન પ્રચારના વાહન તરીકે કે વહીવટની ભાષા તરીકે તો લોકોની ભાષા જ આગળ આવી અને એમની વર્તમાન સમૃદ્ધિ તથા વર્તમાન શક્તિ વપરાતે વપરાતે જ આવી

એમ જ આપણા દેશની પ્રાતિક ભાષાઓ અહીંની વહીવટી ભાષા બનશે ત્યારે જ પૂરો વિકાસ પામશે હાલ તો આપણા દેશનેતાઓના, બલ્કે દેશની આઝાદીના સુપ્રસિદ્ધ લડવૈયાઓના ચરિત્રો માટે પણ, આપણે અગ્રેજોની રાજ્યભાષા તરફ જ નજર નાખવી પડે એવી દીન દશા છે સર ફીરોઝશાહના ચરિત્રનો દાખલો લો ગુજરાતીમા આ ગુજ્જરાતી લડવૈયા વિશે પણ નહીં જેવુ સાહિત્ય છે 'બુદ્ધિપ્રકાશ', 'વસત' અને 'સમાલોચક'ની ૧૯૧૫ની ફાઈલોમા પડેલી અવસાનનોધો અને સક્ષિપ્ત ચરિત્રો ઉપરાત પુસ્તકાકારે આપણે ત્યા મુબઈના આ બેતાજ બાદશાહ વિશે ગુ

હતુ? ફક્ત ક્રાઉન ૩૨ પાનાની શ્રી રસૂલભાઈ વહોરાની કિશોરો માટે લખાયેલી એક પુસ્તિકા !

આ ભયકર ખોટ પૂરવા ગૂજરાત વિદ્યાપીઠે ઈ સ ૧૯૪૫ની સાલ પછી, ૯ જોડણીકોશના કામમાથી પરવાર્યો ત્યારે, મને એક ચરિત્રો લખી આપવાનુ કામ સોપ્યુ * સર પ્રફુલ્લચદ્ર રાયનુ ચરિત્ર જે એમાનુ પ્રથમ છે એ છપાઈ ચૂકયુ છે અને હવે સર ફીરોઝશાહનુ આ ચરિત્ર પ્રકટ થાય છે એ જોઈને મને આનદ થાય છે

અગ્રેજીમા સર ફીરોઝશાહનુ વિસ્તૃત ચરિત્ર મિ એચ પી મોદીનુ છે તે બે ગ્રથમા વહેચાયેલુ ૬૯૮ પાનાનુ મોટુ પુસ્તક છે સર ફીરોઝશાહના ભાષણોનો સગ્રહ અગ્રેજીમા ૮૦૦ કરતા વધારે પાનાનો છે આ ઉપરાત શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીકૃત 'લાઇફ એન્ડ ટાઇમ્સ ઑફ સર ફીરોઝશાહ મહેતા' નામક ૧૮૮ પાનાનુ પુસ્તક છે એ શાસ્ત્રીજીની વિશિષ્ટ રસિક શૈલીથી લખાયેલુ મઝાનુ પુસ્તક છે આ બધા પરથી આ ચરિત્ર તૈયાર કરાયુ છે એ સપૂર્ણ કે આદર્શ નથી સપૂર્ણ અને આદર્શ ચરિત્રો પાત્રના જીવનના બધા પાસાનિ ઝીણવટભર્યો અભ્યાસ કરીને આખો માણસ વાચક સમક્ષ જાણે જીવતોજાગતો રજૂ કરી દે છે એવા ચરિત્રો માટે જોઈતી સામગ્રી ઇતિહાસના આપણા જેવા બિનશોખીન દેશમા ભાગ્યે જ નવગયેલી હોય છે બીજુ, બધા સ્ત્રીપુરુષો એવા ચરિત્રો માગે એવા હોતા પણ નથી આથી અત્રે પાત્રના જીવનના મહત્ત્વના પાસાની બનતી વિગતોવાળો અને પ્રેરણાત્મક ખ્યાલ આપીને, તથા અગત જીવનની પ્રાપ્ય વિગતોની બે પાચ પીછીઓ મારીને સદ્ગતનો જેટ્લો

* ત્યાર પછી ૧૯૫૬મા શ્રી જમનાદાસ દ્વારા લિખિત 'શેરમદ સર ફીરોઝશાહ મહેતા' એ નામનુ એક નાનકડુ ચરિત્ર પ્રગટ થયુ છે મૂળ એ 'જામે જમશેદ'મા ટુકડે ટુકડે બહાર પડેલુ

જરૂરી ખ્યાલ આપી શકાય એટલો આપવામાં સંતોષ માનવામાં આવ્યો છે.

જીવનચરિત્રોના ઓછા વેચાતા સાહિત્યમાં ઝાઝાં નાણાં ભરાઈ ન રહે, અને જેનાં પાત્ર પુરુષ વિષે જાણવા જેવું કશું બાકી ન રહે, એવો મર્યાદિત આશય રખાયો છે; એ નિષ્ફળ નથી ગયો એમ વાચકોની દુનિયાને લાગે, તો મને સંતોષ થશે.

ગુજરાતી લઈને એમ. એ. થયેલા મનાતા આ મહાન ગુજરાતી મૂળ ગુજરાતીમાં કશું લખાણ નથી મૂકી ગયા, એ પરદેશી રાજ્યની બલિહારી છે!

અંતમાં પ્રો. ફીરોઝ કા. દાવર, એમ. એ., એલએલ. બી., એ પરીક્ષાના કામકાજનાં વસમાં રોકાણોમાંથી સમય કાઢી આ પુસ્તકનો આમુખ લખી આપ્યો છે, એ માટે એમનો ખાસ આભાર માન્યા વિના હું રહી શકું એમ નથી. એટલું જ નહિ, આવા જાણકાર અને શુદ્ધ ગુજરાતી લખનાર વિદ્વાન પારસી પ્રસ્તાવના-લેખક મેળવવા માટે મારી જાતને હું ધન્ય માનું છું.

તા. ૧૧-૩-'૫૮ — ચૂ. પુ. બારોટ
ગૂ. વિ. ગ્રંથાલય

# આમુખ

સર ફીરોઝશાહ મહેતા સહેજે ભુલાય એવા તો હતા જ નહિ. જેઓએ એ ભવ્ય મૂર્તિ નિહાળી હશે, અને એમની ગંભીર અને બુલંદ વાણીનું શ્રવણ કરવાને જેઓ એક વાર પણ ભાગ્યશાળી થયા હશે, તેઓના સ્મરણપટ ઉપરથી એમની યાદ કદાપિ ભૂંસાવાની નથી. અન્ય લોકો ભૂલશે, પણ મુંબઈગરાઓ માટે તો એ યાદ એક કાયમની કીમતી થાપણ સમાન થઈ પડી છે. મુંબઈ કોર્પોરેશનની ઇમારત આગળ ખડી કરેલી એમની ભવ્ય પ્રતિમા, આંખે ઊડીને વળગે એવો રળિયામણો "સર ફીરોઝશાહ મહેતા ગાર્ડન"-વાળો ઉદ્યાન, અને એમનાં નામકામને શોભા આપે એવો "સર ફીરોઝશાહ મહેતા રોડ" નો રાજમાર્ગ — એ ત્રણે સ્મૃતિચિહ્નો દ્વારા એ મહાપુરુષની યાદ મુંબઈમાં અવિસ્મરણીય રહેશે પરંતુ કાળનુ પ્રસ્થાન ગમે એવી દૃઢ સ્મૃતિને પણ ઝાંખી પાડી દે છે, અને આજના સર્વથા બદલાયેલા સજોગોમા આજની ઊછરતી પેઢીને એ નરકેસરી કોણ હતા તેનો પરિચય આપવાની જરૂર રહે છે આ કાર્ય ગૂજરાત વિદ્યાપીઠના ગ્રથપાલ શ્રી ચુનીલાલ પુ બારોટે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકટ થતા 'એતાજ બાદશાહ — સર ફીરોઝશાહ મહેતા' નામના એમના ગ્રથમા કુશળતાથી બજાવ્યુ છે ભાષા તદ્દન નિરાડંબરી, સરળ, સાદી અને વિનોદના ચટકાભરી હોવાથી સૌ કોઈ એ પુસ્તકનો લાભ લઈ શકશે ફીરોઝશાહના યુગની પશ્ચાદ્ભૂમિકાનુ વર્ણન એમા અપાયુ નથી, પરંતુ એ નરમર્દનાં લક્ષણો, એમની મહત્તા, લોકપ્રિયતા અને એમણે સંપાદન કરેલી મહાન સિદ્ધિઓ ઉપર જ લેખકે પોતાનુ ધ્યાન કેન્દ્રિત કર્યું છે.

પરિણામે વિચક્ષણ બુદ્ધિવાળા, સ્વતંત્ર સ્વભાવના, તેજ મિજાજના, પરન્તુ પ્રેમાળ હૈયાવાળા એક પ્રથમ પંક્તિના લોકનેતાનુ જીવનચરિત્ર આપણને મળવા પામ્યુ છે ફીરોઝશાહની ત્રુટિઓ પણ લેખકથી છૂપી રહી નથી એમનું અયત ખરચાળ, મોજીલું, નવાબી જીવન માત્ર ગાધીવાદીઓને અને સામ્યવાદીઓને જ નહિ, પણ સૌ કોઈને ખટકે એવુ હતું પરંતુ એઓની ન્યાયવૃત્તિ, પ્રમાણિકતા, નીડરતા અને સત્યપ્રિયતા પ્રત્યે એમના કટ્ટર વિરોધીઓને પણ માન રહેતુ

ફીરોઝશાહના યુગમા બ્રિટિશ રાજ્યકર્તાઓને દેવ સમાન ગણવામા આવતા અને એમનો પડચો બોલ ઉપાડી લેવામા આવતો તે સમયે લોર્ડ કર્ઝન અને લૉર્ડ કિચનરથી માડી કમિશનર અને કલેક્ટર સુધી બધાય અગ્રેજ રાજ્યકર્તાઓની તુમાખી તોડનાર અને ધૂળ કાઢી નાખનાર મુખ્ય નેતા ફીરોઝશાહ જ હતા લેખક શ્રી બારોટે "સિંહનો સીનો" નામના બે પ્રકરણોમા ફીરોઝશાહની વીરતા ઉપર પ્રકાશ પાડતા અનેક પ્રસગો ભેગા કર્યા છે તે સમયે હિંદી ન્યાયાધીશ ગોરા અમલદારનો ન્યાય તોળવા માટે નાલાયક ગણાતો "ઇલ્બર્ટ બિલ"ને ટેકો આપતા ફીરોઝશાહે આ ગભીર ગેરઇન્સાફ માટે બ્રિટિશ અમલની ઝાટકણી કાઢી હતી, અને બ્રિટિશ રાજકારણ, ઇતિહાસ અને સાહિત્યના ઊંડા જ્ઞાનની મદદથી તેઓ પ્રતિપક્ષીઓની દલીલોનુ ખડન કરી શક્યા હતા "ઇલ્બર્ટ બિલ" ઉપરના એમના વ્યાખ્યાનો એમની અપૂર્વ વાક્છટાની પરાકાષ્ઠા સમાન હતા અનેક વાર આ વાક્છટા નિષ્ફળ જવા સર્જાયેલી હતી, કેમ કે બ્રિટિશ અમલદારો પોતાની સત્તાના જોર ઉપર મુસ્તાક બની બેસી રહેતા, અને ફીરોઝશાહની વિદ્વત્તા અને પરિશ્રમ બરબાદ જતા આ કોયડાનો ઉકેલ ફીરોઝશાહની બુલદ ગર્જનાથી નહિ, પણ ગાધીજીના શાત અસહકારથી આવનાર હતો, એ તો સૌને પાછળથી જ જણાયુ એમ છતાં, ફીરોઝશાહે રાજકર્તાઓને છેવટ સુધી નમતુ ન જ આપ્યુ ૧૮૭૨ મા અર્લ ઑફ ચેથમ નામના બ્રિટિશ

રાજપુરુષ ઉમરાવોની સભામા અમેરિકાના સ્વાતન્ત્યયુદ્ધ વિષે બોલતા બેહોશ થયા હતા, અને પાચ અઠવાડિયા પછી મરણ પામ્યા હતા ફીરોઝશાહ પણ મુમ્બઈની ધારાસભામા એક અગ્રેજ અમલદારે કરેના આક્ષેપનો ઉત્તર આપતા ઉશ્કેરાયા, ઘેર આવી બીમાર પડયા અને એ બીમારીને કારણે સિત્તેર વર્ષની વયે ૧૯૧૫મા એમનુ અવસાન થયુ મિ સુરેન્દ્રનાથ બૅનર્જીના નામ ઉપર શ્લેષ કરી તેમને Surrender Not[1] કહેનામા આવતા, તેમ ફીરોઝશાહના નામ ઉપર ટકોર કરી ગોરાઓ તેમને Sir Ferocious[2] કહેતા એમ છતા ગોરાઓ પણ બેલદિલી ધરાવતા, અને પોતાના સૌથી માટોશ અમલદારો સાથે સફળતાથી પજો મેળવનાર એક હિંદી વીર જાગ્યો છે તે તેઓ સમજતા, અને ફીરોઝશાહના મરણ બાદ તે તેઓએ કબૂલ્યુ પણ ખરુ

બૅરિસ્ટર તરીકે ફીરોઝશાહે બેનમન કીર્તિ પ્રાપ્ત કરી હતી અને સરકારી નોકરીના પ્રલોભનોમા પડી સ્વતન્ત્રતાનો ભોગ આપ્યો નહોતો મુમ્બઈ કોર્પોરેશનમા તેમની સેવાઓની હજી મુક્તકઠે પ્રશસા થાય છ જેમ જમશેદ મહેતા આધુનિક કરાચીના સર્જક હતા, તેમ ફીરોઝશાહ આધુનિક મુમ્બઈના ઘડવૈયા ગણાતા, અને એઓને માટે કહેવાતુ કે "Sir Phirozeshah was the Corporation and the Corporation was Sir Phirozeshah[3] કેળવણીના ઉત્કર્ષ માટે પણ જિંદગીનો સારો સમય એમણે રોકયો હતો અને મરણ પામ્યા ત્યારે તેઓ મુમ્બઈ યુનિવર્સિટીના ઉપકુલપતિપદે હતા યુનિવર્સિટીએ એલએલ ડી ની માનદ ઉપાધિ એમને ઇનાયત કરી હતી, જોકે તે લેવા તેઓ હયાત રહેવા પામ્યા નહિ

---

૧ શરણુ ન શોધનાર અડગ

૨ સરનો ખિતાબ ધરાવનાર ઝનૂની પુરુષ

૩ સર ફીરોઝશાહ એટલે કોર્પોરેશન અને કોર્પોરેશન એટલે સર ફીરોઝશાહ

જુવાનીથી જ એઓ રાજકારણમા પડયા હતા, બલ્કે તેઓ એક જન્મજાત રાજનીતિજ્ઞ હતા, અને ધારાસભા તથા રાજસભા તેમના બુલંદ અવાજથી ગાજી ઊઠતી. ૧૮૮૫મા મહાસભાની સ્થાપનામા એમનો હાથ હતો અને મહાસભાના મચ ઉપરથી અનેક વાર પ્રજાની માગણીઓ રજૂ કરી તેઓએ દેશની ભારે સેવાઓ કરી હતી

એમનુ વ્યક્તિત્વ અત્યંત પ્રભાવશાળી હતુ ગાધીજીએ એમને હિમાલય સાથે, ટિળકને મહાસાગર સાથે અને ગોખલેને ગગાજી સાથે સરખાવ્યા હતા ગાધીજીએ પોતાની હમેશની નમ્રતાથી ફીરોઝશાહ અને ટિળક જેવા દેવોના દૂરથી દર્શન કરી શ્રી ગોખલે સાથે જ મૈત્રી બાધી હતી વખત જતા ફીરોઝશાહના શબ્દોનુ એવુ વજન પડયુ કે એઓ જે કહે તે થતુ — ખાસ કરી મુંબઈમાં તો થતુ જ. તેથી એઓ સરમુખત્યાર બન્યા હતા એવો એમના ઉપર આક્ષેપ મૂકવામા આવતો પરતુ એમાં વાક લોકોની વીરપૂજાનો હતો લોકો સપ્રમાણુના ચૂકી મનુષ્યને દેવ બનાવે તો તેમા તે મનુષ્યનો નહિ, પણ લોકોનો દોષ ગણાવો જોઈએ એક વાર મહાસભાની મસલત-સમિતિ મુબઈમા મળી હતી ત્યારે સૌ નબ્યો ફીરોઝશાહના તેજથી અજાઈ ગયા અને તેમનુ કહ્યુ કરવા ઉત્સુક થયા તે જોઈ પજાબવાળા લાલા મુરલીધર અકળાઈ જઈ બોલી ઊઠ્યા, "સર ફીરોઝશાહ! આ તે શુ કહેવાય? તમારા વ્યક્તિત્વ આગળ કોઈનુ કશુ ચાલતુ નથી" ફીરોઝશાહે શાતિથી જવાબ આપ્યો — "મારા મિત્ર! મારુ વ્યક્તિત્વ આગળ હુ જ લાચાર થઈ ગયો છુ"

એક મહાપુરુષ બીજા તેજસ્વી યુવાનોની ગુપ્ત રહેલી શક્તિઓ સમજી લઈ તેને ઉત્તેજી શકે છે સર ચિમનલાલ સેતલવાડ અને કાઈદે આઝમ મુહમ્મદઅલી જિન્નાહની કારકિર્દિ ફીરોઝશાહ પાસે ગયા હતા અને એ બન્ને બુદ્ધિશાળીઓ ઉપર તેમની અસર બહુ સારા પ્રમાણુમા પડી હતી શ્રી કનૈયાલાલ મુનશી જેવા તે

અમપના કૉલેજમા ભણતા યુવકો ફીરોઝશાહથી કેવા પ્રભાવિત થયા હતા તે તો એમના "સ્વપ્નદ્રષ્ટા" વગેરે પુસ્તકોથી આપણે જોઈ શકીએ છીએ ઘણા અખબારો સરકારના વાજિંત્રો સમાન છે એમ સમજી દેશનો અવાજ રજૂ કરનાર એક છાપુ હોવુ જોઈએ એવા ઉદ્દેશથી ફીરોઝશાહે મિ બી જી. હોર્નિમેન નામના એક નીડર પત્રકાર મારફતે 'ધી બોમ્બે ક્રોનિકલ' કઢાવ્યુ હતું દેશમા એક સ્વદેશી બેંકની આવશ્યકતા છે એમ માની ફીરોઝશાહે બોરાબજી પહેલાખાનવાળા નામના એક બાહોશ નાણાશાસ્ત્રી પાસે "સેન્ટ્રલ બેંક ઑફ ઇંડિયા" કઢાની હતી

ફીરોઝશાહે એક પારસી તરીકે પારસી કોમની બહુ સેવા બજાની નહોતી કેટલાક કમસમજ પારસીઓ પોતાને હિંદી નહિ પણ પરદેશી માનતા અને મનાવતા ફીરોઝશાહ આ કથનનો સખ્ત વિરોધ કરતા, અને કહેતા કે, 'સેંકસનો, નૉર્મનો અને ડેનો ઇંગ્લડમા બાર સૈકાથી વસી અગ્રેજ બની ગયા, ત્યારે લગભગ એટલા જ સમય સુધી પારસીઓ હિદમા વસ્યા છતા પરદેશી કેમ રહ્યા?' ફીરોઝશાહ હમેશ કહેતા કે — "I am an Indian first, Parsi afterwards"* પોતાની કોમની સાચી સેવા તેઓ આ સૂત્ર દ્વારા કરી ગયા, અને કોમહિત કરતા દેશહિત વધુ મહાન છે, માટે રાષ્ટ્રીય દૃષ્ટિને કોમી ભાવના ઉપર પ્રાધાન્ય આપવુ, એવો તેઓનો ઉપદેશ હતો એ ઉપદેશાનુસાર ચાલી અને એ માર્ગદર્શન સ્વીકારી પારસીઓ અન્ય કોમો સાથે આજે પણ સુમેળપથી રહી શકયા છે.

ફીરોઝશાહ અગ્રેજીમા વ્યાખ્યાનો કરતા, શિક્ષિતોને સબોધતા, તર્કયુક્ત દલીલો રજૂ કરતા, પરતુ તેમ કરતા તેઓ લોકહૃદયને સ્પર્શી શકયા નહોતા તે સ્વીકારવુ જોઈએ બ્રિટિશ રાજ્યના પાયા ફીરોઝશાહે નિર્મૂળ કર્યા નથી, પણ તેમણે હચમચાવ્યા તો ખરા જ, અને બ્રિટિશ દલીલોની પોકળતા એમણે અનેક વાર ખુલ્લી કરી

* પ્રથમ હુ હિંદી છુ, પારસી પછી

દીધી હતી. બ્રિટિશ રાજ્યનો ઉચ્છેદ કરવા માટે તો એક જુદા જ જાદુગરની, એક જુદી જ તરકીબની, એક જુદી જ વિચારસરણીની જરૂર હતી. બુદ્ધિ અને જ્ઞાનનો જમાનો પૂરો થતો હતો. હવે આપભોગ આપવાના અને યાતનાઓ સહન કરવાના એક નવયુગનું મંડાણ થતું હતુ. રાજકારણના રંગમંચ ઉપરથી એક દમામદાર બાદશાહી નટે વિદાય લીધી, અને ભારતીય સંસ્કૃતિને વધુ અનુકૂળ થતા એક "નગ્ન ફકીરે" પ્રવેશ કર્યો. જે બાદશાહી દોરદમામથી ન થઈ શક્યું, તે એ ફકીરની તપશ્ચર્યાથી શકય બન્યું; અને દેશને આઝાદીનાં દર્શન થયાં.

આપણા દેશની આઝાદીનો જંગ આપણા ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાશે અને તેમાં જે વીરોએ ભાગ લીધો તે સૌ આપણાં માન અને કૃતજ્ઞતાને પાત્ર રહેશે. એવા મહાપુરુષોમાં ફીરોઝશાહનું સ્થાન બહુ ઊંચું રહેશે. સૌ કોઈ સમજી શકે એવી શૈલીમાં અને સૌને રોચક થઈ પડે એવા નિરૂપણમાં તેઓનું જીવન-ચરિત્ર આલેખવા માટે લેખક શ્રી. બારોટને અભિનંદન ઘટે છે.

ખાનપુર રોડ, અમદાવાદ
તેરમી માર્ચ, ૧૯૫૮

ફીરોઝ કા. દાવર

# બેતાજ બાદશાહ

[સર ફીરોઝશાહ મહેતા]

# ૧

# હોનહાર સંતાન

'આય પોરિયાનું કપાલ જોયું? કેવ્વું મોત્તું છ? મોત્તો માનસ થસે જો!' પોતાના નવા ભત્રીજાને પારણામાં પધરાવેલો જોતાં કાકા સોરાબજી એના વિશાળ કપાળ તરફ ધ્યાન ખેંચતાં બોલેલા. આ ભત્રીજો તે જ મોટપણના સર ફીરોઝશાહ મહેતા! એમના પિતાનું નામ શેઠ મહેરવાનજી. એ મુંબઈના ફોર્ટવિસ્તારમાં રહેતા એક પૈસાદાર પારસી હતા. અને ફીરોઝશાહનો જન્મ એમને ત્યાં, મુંબઈમાં જ, ઈ. સ. ૧૮૪૫ની ચોથી ઑગસ્ટે થયો હતો.

સાત વરસની ઉંમરે એ મરણતોલ માંદગીમાં સપડાયા અને દિવસો સુધી અભાન રહ્યા, ત્યારે એ જમાનાના પ્રખ્યાત દાક્તર ભાઉ દાજી એમની દવા કરવા આવતા. એમણે પણ એવું જ કહેલું: 'ફીરોઝ* બહુ જ બુદ્ધિશાળી છોકરો છે. એના મગજે ગરમી ચડી ગઈ છે. એની બુદ્ધિની વિચક્ષણતા એમાં કારણભૂત છે. સૌ સારાં વાનાં થશે. એ સાજો થશે ને મોટો માણસ થશે!'

મહેરવાનજી શેઠ બહુ ભણેલા નહોતા. ખરું પૂછો તો, એમના દિવસોમાં આજના જેવી મોટી મોટી સ્કૂલો કે કૉલેજો હતી જ નહિ; ને યુનિવર્સિટી પણ ત્યારે તો નહોતી નીકળી. એમ છતાં અમુક અંશે એ સાક્ષર હતા. અને શિક્ષણમાં રસ ધરાવતા હતા. એમણે ભૂગોળનું એક પાઠ્યપુસ્તક લખેલું છે, અને રસાયણ વિષેના

---

* વિજય; વિજયી, સફળ.

એક અંગ્રેજી ગ્રંથનો એમણે ગુજરાતીમાં અનુવાદ પણ કરેલો છે. તત્કાલીન પ્રખ્યાત પી. એન્ડ સી. એન. કામા એન્ડ કંપનીના એઓ ભાગીદાર હતા, સારું કમાયેલા હતા, અને સારું કમાતા હતા. એટલે એમનું કુટુંબ એ જમાનાના હિસાબે બહુ સારી રીતે રહેતું હતું.

કામા કંપનીના ધનજીભાઈ નામના એક ભાગીદારે પોતાના અંગ્રેજ સૉલિસિટર મિ. આયર્ટનના નામથી એક શાળા કાઢેલી. બાળક ફીરોઝના ભણતરની શરૂઆત એ આયર્ટન સ્કૂલમાં થયેલી. પોતાના સૉલિસિટરના નામથી નિશાળ કાઢવાની વાત આજે વિચિત્ર લાગે છે. પણ એ જમાનામાં પારસીઓ પોતાના મિત્રોની અને મુરબ્બીઓની અડકોને પણ અપનાવતા ને ધારણ કરતા. એ જમાનામાં અંગ્રેજો અને હિંદીઓ પરસ્પર ગાઢ સંબંધ બાંધતા ને ગાઢ સંબંધ બાંધવા જ ફરતા.

ફીરોઝશાહ ઈ. સ. ૧૮૬૧માં મૅટ્રિક થયા. ઈ. સ. ૧૮૫૪મા યુનિવર્સિટીને ચાર્ટર અપાયો ત્યાર પછી ઘણું ખરું આ પહેલી પરીક્ષા હતી. પછી એ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. ને ઈ. સ. ૧૮૬૪માં બી. એ. થયા. એમના પ્રિન્સિપાલ સર એલેક્ઝાંડર ગ્રૉંટના એમના પર ચારે હાથ હતા. બુદ્ધિના અભિમાનમાં અભ્યાસમાં ગાફેલ રહેવું એ ફીરોઝશાહના સ્વભાવમાં જ નહોતું. એ પોતાના અભ્યાસમાં ખંતીલા હતા.

સર એલેક્ઝાંડર ગ્રાંટ ક્રિકેટના શોખીન હતા. અને એમણે એ શોખ ફીરોઝશાહને પણ ઠીક ઠીક લગાડયો હતો. એક વખત એ. જમશેદજી પટેલે પોતાને હિંદી ક્રિકેટના આદિ પુરુષ કહ્યા, ત્યારે ફીરોઝશાહે વાંધો ઉઠાવેલો ને કહેલું, એ આદિ પુરુષ તો હું છું!

બી. એ. થયા પછી મુંબઈ ઇલાકાના ગવર્નર સર બાર્ટ્લે ફેરનું ધ્યાન એમની તરફ ખેંચાવાથી એમણે એમને એક ખાસ મુલાકાતનું માન આપ્યું હતું.

એમના કૉલેજ જીવનની એક વિશેષતા નોંધાયેલી છે તે એમની વાતચીતોની હોશિયારી એમની વાતચીતો તેજસ્વી હતી અને એને લીધે એમની આજુબાજુ ઘણા મિત્રોનો દરબાર જામતો

બી એ થયા પછી એમને આગળ અભ્યાસ કરાવવાની અને વિલાયત મોકલવાની સર ઍલેક્ઝાંડરે સલાહ આપી ઈ સ ૧૮૬૩ના ડિસેમ્બરમા પ્રખ્યાત દાનવીર સ્વ જમશેદજી જીજીભાઈના પુત્ર ભાઈ રુસ્તમજીએ એક શિષ્યવૃત્તિ જાહેર કરી હતી એનો લાભ ઇંગ્લંડમા જઈને કાયદાનો અભ્યાસ કરી આવવા ઇચ્છનાર લાયક હિંદી વિદ્યાર્થીઓને આપવાનો હતો આ લાયકાતની શરત પ્રાંતવાર જુદી જુદી હતી મુંબઈમા એ શિષ્યવૃત્તિ એક પારસી, એક હિંદુ અને એક ગોવાવાસીને આપવાની હતી અને કલકત્તા અથવા મદ્રાસમા એ એક મુસલમાન અને એક હિંદુને આપવાની હતી આ ઉમેદવારો સારા ખાનદાન કુટુંબના નબીરા હોવા જોઈએ અને સમાજમા એમનુ સ્થાન માનભર્યું હોવુ જોઈએ પસદગી કરવામા ફક્ત શક્તિઓનો ખ્યાલ નહોતો રાખવાનો, પણ સારુ નૈતિક ચારિત્ર એ અનિવાર્ય શરત હતી પસદ કરાયેલા દરેક જણ માટે રૂ ૩૦,૦૦૦)ની જોગવાઈ રખાઈ હતી આમાના રૂ ૧૦,૦૦૦), એ બૅરિસ્ટર થાય અને ઇંગ્લંડમાના વસવાટ દરમિયાન સારી નીતિમાન ચાલચલગતનુ પ્રમાણપત્ર રજૂ કરે, ત્યારે આપવાના હતા

એ જમાનામા ઇંગ્લંડની મુસાફરી એ એક સાહસ મનાતુ છોકરાઓ ત્યા ધર્મભ્રષ્ટ અથવા તો નીતિભ્રષ્ટ થઈ જશે એવી ભારે બીક માબાપોને રહેતી મુંબઈ ઈલાકાનો એક પણ હિંદુ વિદ્યાર્થી એ શિષ્યવૃત્તિનો લાભ લેનારો નીકળ્યો લાગતો નથી યાવનીભાષા ભણવાનો નિષેધ અવગણીને અગ્રેજી ભણનારા હિંદુઓ નીકળ્યા હતા પણ દરિયો ઓળગવાનુ પાપ વહોરીને ન્યાતબહાર થવા કોણ

તૈયાર હોય ? બંગાળામાંથી શ્રી વ્યોમેશ બૅનરજી* અને મુંબઈમાંથી આપણા ફીરોઝશાહે ઉક્ત શિષ્યવૃત્તિનો લાભ લીધો. પહેલાં તો ફીરોઝશાહના પિતા શેઠ મહેરવાનજી આવા ધર્માદાનાં નાણાંનો લાભ લઈને પોતાના દીકરાને ભણવા મોકલવામાં સંકોચ માનતા હત અને ફીરોઝશાહ અભ્યાસ છોડી વેપારમાં દાખલ થઈ જાય એમ ઇચ્છતા હતા. પણ સર ઍલેક્ઝાંડરે એમને સમજાવ્યું કે 'તમારું સમજવું બરાબર નથી. આવી શિષ્યવૃત્તિ જીતવી એ તો ઊલટાનું એક માન છે!' સર ઍલેક્ઝાંડર પણ એ અરસામાં રજા પર ઘેર વિલાયત જવાના હતા. એટલે ફીરોઝશાહને સારો સંગાથ છે એ વિચારે પણ મહેરવાનજીને અનુમતિ આપવામાં મદદ કરી લાગે છે.

ફીરોઝશાહની આ શિષ્યવૃત્તિ માટેની અરજી ઉક્ત શિષ્યવૃત્તિ આપનાર સમિતિ પર મોકલી આપતાં, સર ઍલેક્ઝાંડરે જે ભલામણપત્ર લખ્યો હતો, એ બતાવે છે કે ગુરુનો પોતાના શિષ્ય વિષે કેવો ઊંચો અભિપ્રાય હતો.

> 'મિ. ફીરોઝશાહ મહેરવાનજી જે શિષ્યવૃત્તિનો લાભ શોધે છે એ માટે હરેક રીતે લાયક છે એવું પ્રમાણપત્ર આપતાં મને મોટો હરખ થાય છે. ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં મારા હાથ નીચે આવેલા વિદ્યાર્થીઓમાં એકંદરે એ સર્વશ્રેષ્ઠ છે. એ સારી શક્તિઓ ધરાવનાર ઉદ્યોગી ને શાણા માણસ છે. એમનું નૈતિક ચારિત્ર્ય પણ સારું છે. એમનામાં સંસ્કાર જન્ય સંકોચ (Modesty) છે અને એમની રીતભાત નોંધપાત્ર સદ્-ગૃહસ્થાઈવાળી અને ખુશમિજાજ છે. ક્રિકેટના ક્ષેત્ર પર અને વ્યાખ્યાન-ખંડમાં મને એમનો ઘણો પરિચય થયેલો છે. અને એના પરથી હું કહું છું કે એ બહાદુર ને મરદ માણસ છે. હું ધારું છું કે આ ગુણોને તમારી કમિટી કીમતી ગણશે.'

૧૮૬૪ના ડિસેમ્બરમાં સર ઍલેક્ઝાંડર વિલાયત જવાના હતા. ફીરોઝશાહ પોતાની સાથે જ આવી શકે એ માટે, ખાસ મહેરબાની

---

*૧૮૮૫માં મુંબઈમાં મળેલી પહેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાના એ પ્રમુખ થયેલા.

કરીને, તેમને એમણે બી એ ની પરીક્ષા પછી ૭ જ મહિનામા એમ એ ની પરીક્ષા આપવાની પરવાનગી આપી સર એૅનેક્ઝાડરનો વિશ્વાસ ફીરોઝશાહે સાચો પાડયો ને ખાસ મહેનત કરીને ૭ જ મહિનામા એમણે એમ એ ની પરીક્ષા પાસ કરવાનુ મુશ્કેલ કામ પાર પાડયુ

એમની જોડે વિલાયત જનારા એલ્ફિન્સ્ટન કોલેજના એક બીજા વિદ્યાર્થી પણ હતા મિ (પાછળથી સર) હોરમસજી વાડિયા કોલેજના વિદ્યાર્થીઓએ જે વિદાયનો મેળાવડો કર્યો ને માનપત્ર આપ્યુ, એ આ બને માટે સયુક્ત હતું એ માનપત્રની નીચે સહીઓ કરનાર વિદ્યાર્થીઓમા શ્રી મહાદેવ ગોવિંદ રાનડે, બાલ મગેશ વાગળે, રહીમતુ લા મહમદ સયાણી, અને ગોકળદાસ પારેખ વગેરે પાછળથી વિખ્યાત થયેલા છે

આ પ્રમાણે સૌની વિદાય લઈને સર એૅનેક્ઝાડર સાથે ફીરોઝશાહ વિલાયત ભણવા ઊપડયા દરિયાની મુસાફરી ફીરોઝ શાહને જરા પણ માફક ન આવી શરૂઆતથી ઊબકા આવવા માડયા ને જેમ જેમ મુસાફરી આગળ વધતી ગઈ એમ એ દરદ વધવા માડયુ સૌથી વધારે પીડા એમને ઇગ્લડની ખાડી ઓળગતા થઈ અને તે એટલી બધી કે ઇગ્લૅન્ડની ભૂમિ પર પગ મૂકયો ને દાક્તરે તેમને તપાસ્યા ત્યારે એણે એવુ કહેલું કહેવાય છે કે ફીરોઝશાહ જો એક કલાક વધુ દરિયા પર રહ્યા હોત તો ગુજરી જાત!

૨

# ઇંગ્લંડમાં વિદ્યાભ્યાસ

*ઇંગ્લંડમાં ઊતર્યા પછી,* ફીરોઝશાહ પ્રથમ તો હિંદના દાદા શ્રી. દાદાભાઈ નવરોજીના મહેમાન બન્યા. દાદાભાઈ એ વખતે કામા ભાઈઓની પેઢીમાં ભાગીદાર હતા અને રાજકીય જીવનમાં હજી હમણાં જ એમણે ઝંપલાવવા માંડયું હતું. દાદાભાઈની એ વખતે લગભગ ચાળીશી ચાલતી હતી, અને હિંદમાંથી નવાસવા આવતા યુવાન વિદ્યાર્થીઓ પર તેમનો સારો પ્રભાવ પડતો. લંડનની શેરી- ઓમાં એમનો દાખલો લઈને આ વિદ્યાર્થીઓ હેટને બદલે માથે એક જાતની પૌર્વાત્ય ઘાટની નાનકડી પાઘડી પહેરતા. એ મખ- મલની બનાવેલી હતી અને એની ટોચે વચમાં એક બટન વડે લાંબી સુંદર ફરફરતી રેશમની ગુચ્છાદાર દોરીપટ્ટીની કલગી લગાડેલી હતી. આટલું બાદ કરો તો ફીરોઝશાહનો બાકીનો પોશાક છેલ્લામાં છેલ્લી અંગ્રેજી ઢબનો હતો; જોકે શરૂઆતમાં તો એમનો આખોયે પોશાક દાદાભાઈના પૂરા અનુકરણ જેવો જ હતો.

ફીરોઝશાહ રાજકારણમાં પણ દાદાભાઈના શિષ્ય જ ગણાય. ઇંગ્લંડમાં હિંદના પ્રશ્નોનો અભ્યાસ, પ્રચાર અને પક્ષ શરૂ થાય એવા વિચારથી દાદાભાઈએ *ધી ઇસ્ટ ઇંડિયન ઍસોસિયેશન* નામની સંસ્થા કાઢી હતી. આ ઍસોસિયેશનના ફીરોઝશાહ એક પરમ પ્રવૃત્ત સભ્ય હતા. ઈ. સ. ૧૮૬૬માં એમણે એની સમક્ષ 'મુંબઈ ઇલાકામાં ચાલતી કેળવણીની પદ્ધતિ' એ વિષય પર નિબંધ વાંચ્યો હતો. એમાં એમણે પ્રાથમિક શિક્ષણ વા જનતાના શિક્ષણ પર ભાર મૂકવાને બદલે ઉચ્ચ શિક્ષણ પર ભાર મૂક્યો હતો અને અંગ્રેજીને શિક્ષણનું મુખ્ય વાહન રાખવાની જરૂર સમજાવી હતી. સમાજના

થોડા મુઠ્ઠીભર માણસો પણ નવા જમાનાનું પૂરું શિક્ષણ લેશે, તો એ જનતા પર છેવટે અસર કરનારું નીવડશે અને એમાંથી સમજપૂર્વક નવી સંસ્કૃતિનો જન્મ થશે, એવી એમાં આશા દર્શાવી હતી. અર્ધદગ્ધ શિક્ષણથી અર્ધદગ્ધો પેદા કરવા, અને લોકો નવી સંસ્કૃતિ પૂરી સમજ્યા વિના જૂની સંસ્કૃતિનાં દૂષણો ખોળવા બેસી જાય એવી પરિસ્થિતિ ઊભી કરવી, એ કોઈ રીતે ઇચ્છવા યોગ્ય નથી, એવું એમનુ મંતવ્ય હતું.

લંડનની યુનિવર્સિટી કૉલેજસ્કૂલના હેડમાસ્તર પ્રો કે (Kay) જેમની જોડે એમને રહેવા-ખાવા માટે થોડા વખત પછી મૂકવામાં આવ્યા હતા, એમના પર એમણે પોતાના વર્તનની અને શક્તિઓની કેવી છાપ પાડી હતી એ એમના નીચેના શબ્દો પરથી, જણાય છે:—

"મારે કહેવુ જોઈએ કે તમારામા મને કઈક એવુ મળ્યુ છે કે જે મારી બધી ધારણાઓ કરતા વધી જાય છે. હુ એવા ભવિષ્યની આશા રાખુ છુ કે જ્યારે તમે, પારસીઓનો તેમ જ હિંદુઓ અને બીજાઓનો સમાજમાં હાલ છે એના કરતા વધારે ઘટિત હોય એવો મોભો થાય એ માટે, હિંદમાં અગત્યનો ભાગ ભજવતા હશો. આ ભવ્ય ઉદ્દેશને ધ્યાનમા રાખજો અને મુબઈના વકીલમંડળમા આગળ પડતુ સ્થાન મેળવવા તમારાથી બનતુ બધુ કરજો. તમારામાં સ્વાભાવિક અને શિક્ષણપ્રાપ્ત એવા સદ્ગુણો છે કે જેથી તમે એવુ કરી શકશો, એની મને ખાતરી છે."

૧૮૬૮ના ઇસ્ટરસત્રમા એ બૅરિસ્ટર તરીકે માન્ય થયા અને એ વર્ષે સપ્ટેમ્બર મહિનામા જ ઇંગ્લડથી હિંદ આવવા નીકળ્યા.

૧૮૬૫મા શેઠ રુસ્તમજીની પેઢી કાચી પડી જવાથી એમની શિષ્યવૃત્તિનો ફીરોઝશાહ ધારવા પ્રમાણે લાભ ઉઠાવી શક્યા નહોતા. ઈશ્વર નાણાં આપે છે ને કોઈ સારું ટ્રસ્ટ કરવાનુ માણસને સૂઝે છે, ત્યારે કેટલીક વાર માણસને પોતાની જાતને એના ટ્રસ્ટીપણામાંથી [illegible]

તરત મૂકી દેવાનું સૂઝતુ નથી. પોતાના કાબૂમાં જ નાણાં રાખી મૂકવાનો મોહ થાય છે અને પછી આસમાનીસુલતાની થતાં શુભ સંકલ્પ શૂન્યવત્ થઈ જાય છે; એટલું જ નહિ, એના પર મદાર બાંધીને સાહસ કરનાર ફીરોઝશાહ જેવા મુશ્કેલીમાં આવી પડે છે, એ વાતનુ આ એક સારું દષ્ટાંત છે. ફીરોઝશાહના પિતાની સ્થિતિ ખરાબ હોત, તો એમના ભણતરનું આવા સંજોગોમાં શું થાત એ એક વિચારવા જેવો પ્રશ્ન છે.

એમ છતાં, આ સ્થિતિપલટાને લીધે ફીરોઝશાહને ઇંગ્લંડના નિવાસમાં કે ભણતરમાં કોઈ ખાસ અડચણ પડી દેખાતી નથી. જો કે ઓછો વધી જવાથી એમના પિતા તો ઇચ્છતા જ હતા કે બૅરિસ્ટર થયા પછી દીકરો જેટલો વહેલો ઘેર આવી જાય એટલું સારું.

ઇંગ્લંડના વસવાટ દરમિયાન ફીરોઝશાહ પોતાના સમોવડિયા હિંદી વિદ્યાર્થીઓ ઉપરાંત ત્યાં રહેતા અન્ય હિંદી ધંધાદારીઓમાં લોકપ્રિય બન્યા હતા; એટલું જ નહિ કેટલીક બાબતોમાં નેતૃત્વભર્યો ભાગ લેતા. અભ્યાસમા બૅરિસ્ટરી ઉપરાંત ફ્રેંચ ભાષા ભણવામાં એમણે ખાસ રસ દાખવેલો. અને ફ્રાંસની ક્રાંતિ અંગેનું ઘણુંખરું સાહિત્ય મૂળ ફ્રેંચમાં એ વાંચી ગયેલા. હિંદુસ્તાનમાં આવ્યા પછી જ્યાં સુધી વકીલાતના ધંધામાં એ બરાબર જામ્યા નહોતા, ત્યાં સુધી ઘણીવાર એ મિત્રોને ફ્રેંચ શીખવતા.

ઇંગ્લંડમાં દાદાભાઈ ઉપરાંત બોનરજી, મનમોહન ઘોષ, તૈયબજી વગેરે પાછળથી પ્રખ્યાત થયેલા અગ્રગણ્ય હિંદીઓની એમણે મૈત્રી સાધેલી, જે જિંદગીભર ટકી રહેલી. આ રીતે જોતાં ઇંગ્લંડના ચાર વર્ષના નિવાસે એમના ઘડતરમાં જેવો તેવો ભાગ ભજવ્યો ન ગણાય.

૩

# વકીલાત અને રાજકારણની શરૂઆત

ઇંગ્લંડથી પાછા ફરતાં રસ્તામાં ફીરોઝશાહને હિંદના એક પરમ હિતસ્વી મિ. વિલિયમ વેડર્બર્ન જોડે ઓળખાણ થઈ. એ ભલા અંગ્રેજના પ્રયત્નોથી સરકારે ફીરોઝશાહને જે. પી. (જસ્ટિસ ઑફ પીસ) બનાવ્યા, અને એ રીતે એમને મુબઈની સુધરાઈના કામકાજમાં રસ લેવાની તક મળી. કારણ કે, ઈ સ. ૧૮૬૫ના કાયદાથી મુબઈની સુધરાઈનો વહીવટ જે.પી.ઓના મડળના હાથમાં હતો.

પછી એમણે મુબાઈમાં વકીલાત શરૂ કરી. નવા વકીલ કે બૅરિસ્ટરને અસીલોની સામાન્ય રીતે વાટ જ જોવાની હોય છે. એ જમાનામાં મુબઈમાં વકીલો અને સૉલિસિટરો લગભગ બધા જ અગ્રેજો હતા 'લગભગ બધા જ' એમ કહેવાનુ કારણ એ કે કમરુદ્દીન નામના એક સૉલિસિટર અને એમના ભાઈ તૈયબજી નામના એક બૅરિસ્ટર (જે પાછળથી હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ બન્યા,) એ બે હિંદીઓ એ ધધામાં પ્રવેશ પામી ચૂક્યા હતા। શ્રી શાંતારામ નારાયણ અને નાનાભાઈ હરિદાસ નામના બીજા બે જણનો ધધો કઈક ચાલતો હતો, પણ અપીલકોર્ટમાં આવી સ્થિતિમા નવા બૅરિસ્ટરને કોણ કેસ આપે? એની ભલામણ કોણ કરે? આમ છતા, અગ્રેજ સૉલિસિટરોના હિંદી કારકુનોના હાથમાં ભલામણ કરવાની યા કેસ અપાવવાની કંઈક ખાનગી સત્તા હતી. એટલે નવા હિંદી બૅરિસ્ટરો એમને હાથમા લેવા અને એમને ખુશ કરવા પ્રયત્ન કરતા. આજના જેટલી ધધાની હરીફાઈ આ ક્ષેત્રમા એ જમાનામાં નહોતી. છતા,

જૂના અને જમેના વર્ગાલ-બૅરિસ્ટરો હોય ત્યાં સુધી સામાન્ય રીતે કોઈ નવાસવાની પાસે જવાની કોઈ ઇચ્છા જ નહોતું કરતું બીજું જૂના જમેના અંગ્રેજો કોઈ હિંદીનો હાથ ઝાલે એમ તો બને જ શેનું? એ તો બધા નાનાઓ પ્રત્યે બડેખાંઓની અદાથી તુમાખી જ દાખવતા!

આ 'બેમરી'ના સમયનો ઉપયોગ ફીરોઝશાહે કોર્ટોમાં નિયમિત હાજરી આપવામાં અને પોતાના વિષયના અનેક ગ્રંથો અને રિપોર્ટોનો ઊંડો અભ્યાસ કરવામાં, તથા ધધાથી પરિચિત થવામાં માંડ્યો બીજી બાજુ એમણે જુદાં જુદાં છાપામાં લેખો લખવા શરૂ કર્યા

નાટકોના શોખીન હોવાથી પ્રસંગોપાત્ત એ નાટ્યશાસ્ત્ર અંગેની ચર્ચામાં ઊતરતા અને એ જમાનાના ચાલતા કે જોયેલા નાટકો પર ટીકા કરતા આવી એ. ટીકાથી એકવાર એક નાટકકાર એમના પર ઘણો રોષે ભરાયેલા હોવાનો પણ દાખલો બનેલો છે એમનો નાટકનો શોખ ફક્ત નાટકો જોવામાં, ને એની ટીકા કરવામાં જ નહોતો પૂરો થતો 'દાદી' પટેલ નામના એક ખાનદાન પારસી નબીરાની સાથે રહીને એમણે કેટલાક સ્થાનિક ધર્માદા કરો માટે નાણાં મેળવવા જાતે પણ નાટકો ભજવેલાં!

ધીમે ધીમે ન્યાયાધીશો અને જમેના અંગ્રેજ વર્ગનો જેવા કે એન્સ્ટી મૅક્રિન્ટ, મૅકફર્સન, સ્કોબેલ વગેરે જોડે પરિચય વધ્યો અને સારો અસર બંધાતો ગયો અને એમ ધીમે ધીમે ફીરોઝશાહને કેસ મળવા માંડ્યા

આ અરસામાં એમને મુન્સફ યા ફર્સ્ટ ક્લાસ સબજજ નીમવાની લલચાવનારી દરખાસ્ત મળી કેસો ન મળતા હોય, અથવા તો બહુ ઓછા મળતા હોય, ત્યારે આવી દરખાસ્ત આવતાં ઘણા ખરા વકીલો લલચાઈ જાય છે ને સ્વતંત્ર ધંધો છોડી સરકારી નોકરીની જાળમાં ફસાઈ જાય છે પણ ફીરોઝશાહ એમાં

ન ફસાયા. એમને પોતાની ભાવિ ફીરોઝી વા સફળતામાં શ્રદ્ધા હતી એટલું જ નહિ, સ્વતંત્ર રહીને લોકસેવા કરવાની એમની અંતરેચ્છા એટલી પ્રબળ હતી કે આ પ્રલોભનનો એમણે સાભાર અસ્વીકાર કર્યો.

પ્રખ્યાત દોખમાકેસ, જે સાંભળવામાં લોકોને અઠવાડિયાઓનાં અઠવાડિયાં સુધી રસ પડેલો, એણે એમની બૅરિસ્ટર તરીકેની પ્રથમ ખ્યાતિ બાંધી એમ કહી શકાય. એમાં એમણે મિ. ઍન્સ્ટી નામના અંગ્રેજના હાથ નીચે રહીને કામ કર્યું. કહેવાય છે કે સૌથી પ્રથમ જ્યારે આ નવાસવા પારસી બૅરિસ્ટરને સૉલિસિટરે એમના ' જુનિયર ' તરીકે મૂકયો છે એવુ ઍન્સ્ટીએ જાણ્યુ, ત્યારે એને એમની મોટી પારસી પાઘડી જોઈને જ ચીડ ચડેલી ! પણ એ કેસ પછી એણે જ કહ્યું કે ફીરોઝશાહમાં ભાવિ મહત્તાનાં બધાં બીજ છે

આમ છતાં, ફીરોઝશાહની બૅરિસ્ટર તરીકેની વધતી જતી ખ્યાતિનો મુખ્ય જશ મુબઈના કેસોને નહિ, પણ મુંબઈ બહારના કેસોને જાય છે. આપખુદમાં આપખુદ જજો અથવા મૅજિસ્ટ્રેટોની સામે ટક્કર ઝીલવાની અને ઊલટતપાસમા પ્રતિપક્ષીને ગભરાવી મૂકવાની એમની તાકાત અને કળા પર દૂર દૂર ગુજરાત અને કાઠિયાવાડથી આવતા અસીલો વારી જતા. ૧૮૭૦ના અરસામાં લાઇસન્સ ટૅક્સ દાખલ થતાં થયેલા સુરતના તોફાનકેસમાં એમણે કરેલી વકીલાતથી, મુબઈ બહાર ચાલતા કેસોના વકીલોમાં આગળ પડતા વકીલ તરીકે, એ ખાસ ખ્યાતિમા આવ્યા. ને ત્યારથી એમની વકીલાતની દિશા મુબઈ બહારના વિસ્તારોના કેસ લડવા તરફ નક્કી થઈ ગઈ. હાઈકોર્ટ આગળના કેસો કરતાં એમાં મહેનત ઓછી પડતી અને પૈસા સરખા જ મળતા. બીજી જે જાહેર પ્રવૃત્તિઓ એમણે ઉપાડી હતી, એ જોતાં આ ઓછી મહેનતના કેસ લેવા એમને ફાવ્યા. એમાં મુસાફરીની તકલીફો વધારે વેઠવાની હતી. આજ જ્યાં ત્યાં રેલવેઓ પહોંચી ગઈ છે પણ એમાંનાં

ઘણાં સ્થળોએ એ જમાનામાં રેલવેનું નામનિશાન પણ નહોતું; એટલે ઘોડાગાડી અથવા બળદગાડી અને ડમણિયામાં મુસાફરી કરવાની આવતી; ને ઉનાળાના તાપમાં કેટલીક વાર આ મુસાફરીઓ ફીરોઝશાહ જેવા શોખીન જીવડાનો દમ કાઢી નાખતી! પણ એથી એ ડરી જાય એવા આદમી નહોતા. એટલે ગમે તેવી તકલીફોમાં પણ, એક વાર કામ હાથ લીધા પછી એ ધાર્યું જ કરતા. એમ છતાં, એક વાર જામી ગયા પછી એમની શારીરિક તકલીફો ઓછી થઈ. કારણ, પછી તો આ 'મોટા બાલિસ્ટર'ને મેળવવા અસીલો એમની ગમે એવી આકરી શરતો પણ કબૂલ કરતા!

વકીલાતની શરૂઆતના આ દિવસોની એમની જાહેર અને નોંધવા લાયક પ્રવૃત્તિઓમાંની એક ખાસ પ્રવૃત્તિ એ એમના અને શ્રી. બાલ મંગેશ વાગળેના સંયુક્ત મંત્રીપણા નીચે સ્થપાયેલી 'ધી ઈસ્ટ ઇંડિયન એસોસિયેશન'ની* મુંબઈની શાખા છે. ઇંગ્લંડમાં એ સંસ્થાના સ્થાપક શ્રી. દાદાભાઈ નવરોજી હતા, અને ઇંગ્લંડમાં હિંદનાં રાજકીય અને આર્થિક હિતો સંભાળવા માટે અને હિંદની ઉન્નતિ થાય એવી ચર્ચાઓ કરવા માટે એ સ્થપાઈ હતી.

૧૮૬૯ના જુલાઈમાં મુંબઈની એ શાખા – સંસ્થા તરફથી શ્રી. દાદાભાઈ નવરોજીને એમની સેવાઓ બદલ માનપત્ર અને થેલી અર્પણ કરાયાં હતાં. ફીરોઝશાહે એ કામમાં ખૂબ મહેનત લીધી હતી.

આ જ વર્ષના ડિસેમ્બર મહિનામાં એ સંસ્થા સમક્ષ ફીરોઝશાહે સરકારની 'ગ્રાંટ-ઇન-એઇડ' પદ્ધતિ વિષે એક ભાષણ કર્યું હતું. એ જ વિષય પર એમણે ઇંગ્લંડમાં એની પિતૃસંસ્થા સમક્ષ જે ભાષણ

* પાછળથી આ એસોસિયેશન પર હિંદના નિવૃત્ત ગોરાઓએ એવો કબજો કર્યો હતો કે એના રજત મહોત્સવ વખતે ખુદ દાદાભાઈએ એમાં ભાગ લેવાની ના પાડી હતી.

કર્યું હતું 'એની આ ભાષણમાં પુનરુક્તિ અને પુષ્ટિ હતી. — પણ ઘણી વધારે વિગતથી અને વિસ્તારથી સરકારને એમણે એમાં કેળવણી પાછળ વધુ ખર્ચ કરવા, અને લોકો પર આધાર રાખ્યા વિના કે લોકોની મદદની વાટ જોયા વિના પોતાના તરફથી જ પ્રાથમિકથી માંડીને ઠેઠ સુધી સુસંબદ્ધ કેળવણીની વ્યવસ્થા કરવા આગ્રહ કર્યો હતો; અને પ્રવર્તમાન 'ગ્રાંટ-ઇન-એઇડ' પદ્ધતિ નિષ્ફળ ગઈ છે, એમ પ્રતિપાદન કર્યું હતું. એના પર ગરમાગરમ ચર્ચા થઈ હતી. શ્રી. મહાદેવ ગોવિંદ રાનડે જેવા એ મતની વિરુદ્ધ પડયા હતા, અને સભાનો એકંદર મત રાનડેના મતને પુષ્ટિ આપનારો અર્થાત્ ગ્રાંટ-ઇન-એઇડની પદ્ધતિ નિષ્ફળ નથી ગઈ એવો હતો. અહીં નોંધવા જેવું એ છે કે લોકમતનો ટેકો ન હોય એવા વિચારો જો પોતાને સાચા લાગે, તો નીડરપણે ને હોકી હોકીને લોકમતને દોરવો અને ઘડવો પણ એનાથી દોરાવું કે ઘડાવું નહિ, એ ફીરોઝશાહના સ્વભાવનું લક્ષણ અહીં સ્પષ્ટપણે પહેલી વાર દેખાઈ આવે છે.

આ એસોસિયેશન મારફત કરાયેલી ખાસ ધ્યાન ખેંચે એવી, એમની બીજી પ્રવૃત્તિ આઈ. સી. એસ. ની પરીક્ષા ઇગ્લંડમા લેવાય એ જ વખતે હિંદમાં પણ લેવાય ને હિંદીઓને એમાં બેસવાની અંગ્રેજોના જેટલી જ સરળતા મળે, એવી વ્યવસ્થા કરાવવા માટે હતી. હિંદી વજીરની કચેરીએ નીમેલી સત્તાવાર તપાસ સમિતિએ પણ એવો જ અભિપ્રાય આપ્યો હતો પણ અંગ્રેજોની પ્રસિદ્ધ કૂટનીતિ પ્રમાણે એ તપાસસમિતિના અહેવાલનો અમલ જ નહોતો કરાયો ! ને આ પ્રશ્નને તદ્દન ઓરંભે નાખવાનો જ પ્રયત્ન કરવામાં આવ્યો હતો ! પણ ઇગ્લંડમાંની શ્રી. દાદાભાઈ નવરોજીની મહેનતથી ને સતત પ્રવૃત્તિથી મિ ફૉસેટ નામના એક ખાનગી સભ્યે પાર્લમેન્ટમાં એ સૂચનાનો અમલ કરતો ઠરાવ મૂક્યો, ને અકસ્માત્ એ મંજૂર પણ થઈ ગયો, ત્યારે સરકાર મૂંઝવણમાં પડી ગઈ! છેવટે જ્યારે કંઈક પણ કરવું તો પડશે, એવુ લાગ્યુ ત્યારે સર સ્ટેફર્ડ

નૉર્થકોટે 'ઇન્ટ ઇન્ડિયા બિલ' નામનો એક ખરડો પાર્લમેન્ટમાં રજૂ કર્યો. એની ૬ઠ્ઠી કલમ હિંદી સરકારને એવી સત્તા આપતી હતી કે જેથી એને લાયક લાગે એવા કોઈ પણ હિંદીને, એ હિંદમાં કોઈ પણ હોદ્દા ઉપર નીમી શકે; ભલે પછી ઇગ્લંડની આઈ.સી એસની પરીક્ષામાં એને પ્રવેશ મળ્યો હોય કે ન મળ્યો હોય.

આ કલમને લીધે હિંદમાં અને ઇગ્લંડમાં એકી વખતે આઈ સી એસ. ની પરીક્ષાઓ રાખવાની આપણી ઝુંબેશ કરનારાઓમાં મતભેદ ઊભો થયો, ને દાદાભાઈ જેવા નેતાએ પણ 'નમતું આપીને કહ્યું કે 'હિંદી વઝીરની શુભેચ્છા પર આપણે વિશ્વાસ રાખવો જોઈએ, હિંદના શાસનમાં હિંદીઓને મળવો જોઈતો હિસ્સો બીજી રીતે પણ આથી સિદ્ધ થઈ શકશે. નવી પદ્ધતિની અજમાયશ થવા દો! ફીરોઝશાહને આ નરમાશ ગમી લાગતી નથી. ઈ. સ. ૧૮૭૦માં એમણે ઉક્ત ખરડાની સખત ઝાટકણી કાઢી હતી. ને ખુલ્લી હરીફાઈમાં જીતીને આગલે બારણેથી હિંદના શાસનમાં હકપૂર્વક હિસ્સો મેળવવાને બદલે પાછલે બારણેથી સરકારના કૃપા-કટાક્ષથી એ મેળવવાનો કાંઈ જ અર્થ નથી એવો અભિપ્રાય દાખવ્યો હતો.

છેવટે, બધા વિરોધ છતાં, એ કાયદો તો એ જ સ્વરૂપમાં પસાર થયો; પણ એનો પણ ૧૮૭૯ સુધી લગભગ કશો જ અમલ નહોતો કરાયો! પણ એ કથા જુદી છે.

## ૪

# સિંહનો સીનો – ૧

સર ફીરોઝશાહ મહેતાને કોઈએ 'મુબઈના સિહ'ની ઉપમા આપી છે. પણ એમને 'સર'નો ઇલકાબ મળ્યો ત્યાર પહેલાંથી એ તો 'સિંહ' જ હતા. અને એમના સિંહના સીનાના અનુભવ ગોરાઓને તેમ જ હિંદીઓને, અને રાજ્યને તેમ જ પ્રજાને સરખી રીતે થયેલા છે. કેટલાક નોંધવા જેવા નીચે આપેલા છે.

ઈ. સ ૧૮૭૧ની વાત છે. પુરાવાના હિંદી કાયદાનો એક ખરડો સર જેમ્સ ફિટ્ઝજેમ્સ સ્ટીફન તરફથી રજૂ થયો હતો એમા કેટલીક કલમો એવી હતી કે જેમનો સૂચિતાર્થ હિંદના વકીલોની અપ્રામાણિકતા ને સ્વાતન્ત્ર્ય પર ટીકારૂપ હતો મુબઈના ધારાશાસ્ત્રીઓના મડળે તત્કાલીન વાઇસરૉય લૉર્ડ મેયો પર એની સામે વિરોધપત્ર ઘડી મોકલ્યુ. એ ઘડવામા સર ફીરોઝશાહનો મુખ્ય હિસ્સો હતો. સર સ્ટીફને આ વિરોધપત્રની ભાષાની કડકાઈ સામે વિરોધ ઉઠાવ્યો હતો, છતા ઉપર્યુક્ત વાધાભરી કલમોને તો પોતાના ખરડામાથી તેમને પડતી જ મૂકવી પડી.

બીજો પ્રસગ મુબઈના હાઈ કોર્ટના જજ સર જોસેફ આર્નોલ્ડને મુબઈના અગ્રેજ ધારાશાસ્ત્રીઓ તરફથી ભાષણવા ક્લબમા આપવાના વિદાયખાણાનો હતો 'મહારાજ લાયબલ' કેસ અને મુબઈની જમીનમહેસૂલની પદ્ધતિ વિષેના કેસમા એમણે આપેલા ફેંસલાને લીધે એ ન્યાયમૂર્તિ ઘણા પ્રખ્યાત અને લોકપ્રિય થયા હતા. એટલે એમને વિદાય-વેળાએ માન અપાય એ વિષે કોઈને વાંધો નહોતો.

પણ મુંબઈના ધારાશાસ્ત્રીઓના સમસ્ત મંડળને નામે આ ખાણું અપાતું હોવા છતાં, અને ભાયખલા ક્લબમાં તો હિંદી ધારાશાસ્ત્રીઓ તેમ જ અંગ્રેજ ધારાશાસ્ત્રીઓ બંને સભાસદ હોવા છતાં, ગોરા ધારાશાસ્ત્રીઓ સિવાય બીજાઓને રંગભેદને કારણે જ એ ખાણામાંથી બાકાત રખાયા હતા! આથી ફીરોઝશાહ અને એમના મિત્રોએ સખત વાંધો ઉઠાવ્યો, ને કહ્યું કે આવું કરવું હોય, તો ભાયખલા ક્લબ છોડી કોઈ બીજી જગાએ તમારે ખાણું આપવું જોઈએ; અને બીજું, તે ફક્ત 'મિત્રો અને પ્રશંસકો' તરફથી જ આપવું જોઈએ. આ પ્રસંગે ફીરોઝશાહે છાપાં દ્વારા, જાહેર ભાષણો દ્વારા અને એડ્વોકેટ જનરલ અર્થાત્ પ્રાંતના સરધારાશાસ્ત્રી પર લેખિત ફરિયાદ દ્વારા, એમ ત્રિવિધ વિરોધ કર્યો હતો. જોકે, ગોરાઓએ મચક આપી નહોતી ને પોતાની જીદ પકડી જ રાખી હતી!



આ કાળાગોરાના વિદ્વેષ-સર્પે થોડા વખત પછી એટલે કે ઈ. સ. ૧૮૭૩માં ફરી પાછું માથું ઊંચું કર્યું. આ વખતે તેની સામે ફીરોઝશાહે વધારે સીધી અને અંગત રીતે ભાગ ભજવ્યો હતો. હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ સામે એમણે ફરિયાદ કરી હતી કે, તમારા હાથની જગાઓની વહેંચણીમાં તમે હિંદીઓને અન્યાય કરો છો. ૯ મી મે, ૧૮૭૩ને રોજ 'ધી ઇંડિયન સ્ટેટ્સમૅન' નામના છાપામાં 'પી. એમ.'ની સહીથી એમણે આ સંબંધી લખેલા લેખમાં જણાવ્યું હતું કે ૨૫ અંગ્રેજ ધારાશાસ્ત્રીઓને આમ વર્ષે ૨૫,૦૦૦ પાઉંડનો લાભ આપવામાં આવે છે, જ્યારે ૧૪ હિંદી બૅરિસ્ટરોમાં એનો દસમો ભાગ પણ વહેંચાતો નથી. આ લખાણને લીધે સ્થાનિક પત્રોમાં સામસામી વાદ ઊભો થયો હતો. અને છેવટે ધારાશાસ્ત્રીઓના મંડળ સમક્ષ સર ફીરોઝશાહનો ખુલાસો માગવાનું હતું હતું મંડળનો એવો આક્ષેપ હતો કે આમ છાપામાં દોડી જવામાં તમે આપણા મંડળ પ્રત્યે વફાદારીથી વર્તતા નથી! ફીરોઝશાહે

'આવી બાબતોમાં ધારાશાસ્ત્રીઓના મંડળને વચ્ચે પડવાનો કોઈ હક નથી, હું આજ બૅરિસ્ટર નથી, એક જાહેર પુરુષ પણ છું, ને જાહેર વ્યક્તિ તરીકે હિંદીઓને થતા અન્યાયો વિષે પોકાર કરવાનો મને હક છે' એવો કડક જવાબ આપ્યો હતો. ઉક્ત ધારાશાસ્ત્રીઓના મંડળની કાર્યવાહી ગુપ્ત હોઈ પરિણામ શું આવ્યું એનો સત્તાવાર અહેવાલ કોઈ આપી શક્યું નથી પણ એમને ઉક્ત મંડળ કંઈ કરી શક્યું હોય એમ પણ જણાતું નથી.

૧૮૭૦-૭૧ની સાલમાં મુંબઈની સુધરાઈના વ્યવહારમાં કરવાના ફેરફારો અંગેની મોટી ચર્ચા ચાલેલી ને લોકલાગણી ખૂબ ઉશ્કેરાયેલી. વાત એમ બનેલી કે, ૧૮૬૫ના કાયદાની પૂર્વે મુંબઈની સુધરાઈ ત્રણ જણના હાથમાં હતી, પણ સત્તા વહેંચાઈ જવાથી અને એકરાગનો અભાવ હોવાથી કામ સારું થતું નહોતું અને ગરબડનો પાર રહ્યો નહોતો. એટલું જ નહિ, મુંબઈ ગંદકીનું, અંધકારનું ને રોગનું ધામ થઈ પડ્યું હતું. મુંબઈનું પાણી લાગવાનો ડર એ ઘણું-ખરું એ જમાનાનું શેષ સ્મરણ છે. ૧૮૬૫ના કાયદાથી એ તંત્રનો અંત આવ્યો. 'જે. પી.'ઓનું મંડળ બનાવાયું ને સુધરાઈની એ મંડળને સોંપણી કરવામાં આવી. વહીવટી તંત્ર માટે સરકારે એક અમલદાર કુલ-સત્તાધીશ તરીકે નીમ્યો અને એ પોતાની સત્તાનો દુરુપયોગ ન કરે એ માટે સુધરાઈના હિસાબકિતાબના એક સ્વતંત્ર નિયામકની નિમણૂક કરી. ૧લી જુલાઈ, ૧૮૬૫ને દિવસે આ નવી વ્યવસ્થા પ્રમાણે વહીવટ શરૂ થયો.

નવો વહીવટી અમલદાર મિ. આર્થર ક્રૉફર્ડ હતો. એણે મુંબઈની સિકલ જ બદલી નાખવાનો નિર્ણય કર્યો. એણે સુધરાઈની —પાણીની, ગટરની, ક્રૉફર્ડ માર્કેટની, વિશાળ રસ્તાઓની ઇત્યાદિ મોટી મોટી યોજનાઓ કરી, અને મુંબઈને એક સૌથી આગળ પડતું પ્રગતિમાન શહેર બનાવી દીધું. પણ આ બધી ખર્ચાળ

યોજનાઓ પાર પાડવામાં તેણે સરકારી હિસાબી નિયામકને તેમ જ જે. પી. ઓના સુધરાઈ-મંડળને અવગણીને જ કામ લીધું! આથી મુંબઈનાં છાપાંઓ ને જાહેર જનતામાં એની વિરુદ્ધ એક વંટોળિયો ઊભો થયો. છેવટે ૧૮૭૦ના નવેમ્બરમાં કર ભરનારાઓનું એક મંડળ સ્થપાયું અને એણે ઢગલાબંધ સહીઓ લઈને જે. પી. મંડળ આગળ ધા નાખી; અને એ મંડળે લાચારી બતાવી ત્યારે સરકાર આગળ ધા નાખી.

દરમિયાન જે. પી. ઓમાંના મિ. ફાર્બસ નામના એક ગૃહસ્થના મનમાં સુધરાઈના બંધારણમાં એટલે કે ૧૮૬૫ના કાયદામાં જ ફેરફાર કરવાનું ઊગી આવ્યું. અને ૩૦ મી જૂન, ૧૮૭૧ને રોજ ટાઉન-હૉલમાં જે. પી. ઓની એક ખાસ સભાએ આ બાબત વિચારણા શરૂ કરી. એ ચાર દિવસ ચાલી. એમાં મિ. ફાર્બસની મુખ્ય સૂચના એ હતી કે „કમિશ્નરની જગા કાઢી નાખવી ને એક વહીવટી 'ટાઉન કાઉન્સિલ' અર્થાત્ નાગરિક મંડળની રચના કરી એના મંત્રી મારફત વહીવટ ચલાવવો. બીજા સુધારા પણ આવ્યા હતા. પરંતુ સુધરાઈના ખરા રોગનું કોઈ નિદાન કરી શક્યું નહોતું. એ નિદાન છેવટે માત્ર છવ્વીસ જ વર્ષની ઉંમરના જે. પી. શ્રી. ફીરોઝશાહ મહેતાએ કર્યું. એમણે કહ્યું કે, વાંક કોઈનો નથી; વર્તમાન અપ્રજાકીય તંત્રનો છે. સુધરાઈ પ્રજાના કરવેરા ભરનારાના હાથમાં નહિ મુકાય, ત્યાં સુધી કદી જયવારો થવાનો નથી! હિંદમાં પ્રજાકીય તંત્રની વાત કરવી એ તો હવામાં કિલ્લા બાંધવાની વાત કરવા બરાબર છે, એવી દલીલ કરનારાઓને એમણે જણાવ્યું કે, સ્થાનિક સ્વરાજ્ય તો હિંદમાં સૃષ્ટિજૂનું છે!

પોતાનો આ મત તેમણે ઈ. સ. ૧૮૭૧ની ૨૯મી નવેમ્બરે મળેલી ઈસ્ટ ઇંડિયા એસોસિયેશનની મુંબઈની શાખાની સભા સમક્ષ 'સુધરાઈને સુધારવાનો પ્રશ્ન' એ વિષય પર આપેલા ભાષણમાં, શ્રોતાઓને અત્યંત ખૂંચે એવી સ્પષ્ટતાથી, જાહેર કર્યો.

મિ. ક્રૉફર્ડનાં એમણે એમાં ફાટતે મોઢે વખાણ કર્યાં હતાં; અને કહ્યું હતું કે એમણે તો મુંબઈને સુંદર, નીરોગી ને રહેવા લાયક બનાવ્યું છે. એમનો તો તમારે ઉપકાર માનવો જોઈએ! ૧૮૬૫ પહેલાંનું મુંબઈ યાદ કરો ને આજનું મુંબઈ યાદ કરો. તમને આસમાન જમીનનું અંતર જણાશે. માનવીનાં કામોમાં કટોકટીનો એવો સમય આવે છે કે જ્યારે સામાન્ય પદ્ધતિઓ અને સાધનો નકામાં થઈ પડે છે! જ્યારે માણસોને કબૂલ કરવું પડે છે કે ગમે તેવાં કડક પગલાં લો પણ કામ કરી બતાવો, કરવાનું કરી બતાવો! અર્થાત્ ૧૮૬૫માં કટોકટીની એ સ્થિતિ પ્રવર્તતી હતી અને એમાં મિ. ક્રૉફર્ડે તો કડક હાથે પણ સફળ કામગીરી કરી બતાવી છે. સુધરાઈમાં સુધારો કરવાનો છે તે વડા સરકારી અધિકારીની જગા કાઢી નાખવાનો નથી કરવાનો, પણ કેવળ જે. પી.ઓના કે સરકારના હાથમાં સત્તા છે એ લઈ લઈને કરવેરા ભરનારાઓના હાથમાં તે સોંપવાનો જ છે!

જોકે એ સભામાં મોટી બહુમતીથી એવો ઠરાવ થયો કે આવું ભાષણ હવેથી થવા જ ન દેવું! ને થયું છે એની નોંધ કાર્યવાહીમાંથી રદ કરવી!

બહુમતીનો નિર્ણય હમેશાં સાચો નથી હોતો અને લોકલાગણી તો કેટલીકવાર આંધળી પણ હોય છે, એનો આ ઠરાવ એ જબરો પુરાવો છે. ફીરોઝશાહ અલબત્ત આ 'બહુમતી'થી હાર્યા જ નહિ; પોતાના અભિપ્રાયોમાં એ મક્કમ હતા તેનાથી ઊલટા વધારે મક્કમ થયા, ને બનતી બધી રીતે એનો પ્રચાર એમણે કર્યે જ રાખ્યો. છેવટે ૧૮૭૨ની ૨૭મી માર્ચે ધારાસભામાં સરકાર પક્ષ તરફથી મિ. ટકરે મુંબઈની સુધરાઈને સુધારવાનો ખરડો રજૂ કર્યો ત્યારે ચર્ચાને અંતે એનું જે છેવટનું સ્વરૂપ થયું, એમાં ફીરોઝશાહના સિદ્ધાંતોનો છૂટથી સ્વીકાર થયો હતો. એવું નક્કી થયું કે સુધરાઈમાં ૬૪ સભ્યો હોય; તેમાંથી ૩૨ કરવેરા ભરનારાઓ

ચૂટે અને ૧૬ જે પીઓ ચૂટે અને બાકીના સરકાર નીમે અર્થતંત્ર પર દેખરેખ રાખવા માટે એક 'સ્ટેન્ડિંગ કમિટી' ઊભી કરવામાં આવી. કમિશ્નર સરકાર નીમે અને આરોગ્યનો અમલદાર સુપ્રીમ કોર્ટ નીમે એમ પણ ઠરાવાયું

## ૫

## સિંહનો સીનો – ૨

ધ્યાન ખેંચે એવો આ પ્રકારનો પાચમો પ્રસગ એ ૧૮૭૪ની સાલમાં પારસીઓ સામે ફાટી નીકળેલા મુસલમાનોના હુલ્લડનો છે એક પારસીએ જરથુષ્ટ્ર, મૂસા, ઈસા અને મહમ્મદના ચરિત્રોવાળુ ઇતિહાસનુ એક સક્ષિપ્ત પુસ્તક લખ્યુ હતુ એમાં મહમ્મદ સાહેબને લગતો એક ઉલ્લેખ મુસલમાનોને અપમાનજનક લાગ્યો હતો અને એથી કેટલીક ઉશ્કેરણી અને બેદિલી ફેલાવા પામી હતી પોલીસ કમિશ્નર મિ ફ્રેંક સાઉટરે આથી એનુ પ્રકાશન દબાવી દીધુ હતું, અને લેખક પાસે એવા અર્થનુ માફીપત્ર લખાવ્યુ હતુ કે 'મારો ઇરાદો નબીસાહેબનુ અપમાન કરવાનો નથી, પણ મારા મુસલમાન બિરાદરોને જો એવુ લાગતુ હોય તો હુ માફી ચાહુ છુ' પણ મુસલમાનો પૈકી ધર્માંધ, ઝનૂની અને તોફાની તત્ત્વોને આ માફીપત્ર પૂરતુ ન લાગ્યુ એમણે ઉક્ત પારસીના કહેવાતા દોષ માટે આખી પારસી કોમને નસિયત કરવાનો નિશ્ચય કર્યો અને તા ૧૩મી ફેબ્રુઆરી, ૧૮૭૪ને રોજ એમણે ખુલ્લી હુલ્લડખોરી ચલાવી અગિયારીઓ પર હુમલા કર્યા, પ્રાર્થના પોથીઓ ફાડી નાખી, આતશ બહેરામને ટોલવી નાખ્યા, અને અગિયારીઓને બીજી અનેક રીતે નાપાક કરી પારસીઓ પર અણધાર્યા હુમલા કર્યા મિ સાઉટરની પોલીસ અને સરકાર જોઈ રહી ને રક્ષણ

માગનાર પ્રતિષ્ઠિત પારસીઓને જવાબ મળ્યા કે તમારો બચાવ તમે કરી લો, સરકાર બધે પહોંચી શકે એમ નથી।

સરકારના આ વલણ સામે ૧૪મી ફેબ્રુઆરીને રોજ 'ધી બોમ્બે ગેઝેટ'મા ફીરોઝશાહે જબરો વિરોધ ઉઠાવ્યો

તેમા તેમણે જણાવ્યુ કે —

'હુલ્લડના જે અહેવાલો મારી આગળ રજૂ કરવામા આવ્યા તે માનવાનુ મને ગમતુ નહોતુ એમ છતા મારી સગી આખે સાચી પરિસ્થિતિ નિહાળવા બે ચાર મિત્રો સાથે બપોરના સાડા ચારેક વાગ્યે હુ એક બગીમા બેસીને નીકળ્યો ખેતવાડીમા થઈને પસાર થતા અમને જણાયુ કે ત્યાની એક અગિયારી પર પાચસેં છસેં હુલ્લડખોરોનુ એક ટોળુ પાચ છ વાર ધસી આવ્યું હતુ અમે ત્યા ગયા ત્યા સુધી તો બધી વાર એ ટોળાને લોકોએ પાછું પાડયુ હતુ પણ નવા હુમલાનો ભય ચાલુ હતો આ અહેવાલો અમુક અંશે નહિ માનવાની વૃત્તિવાળા અમે નળબજાર તરફ બગી હકાવી . અમે વીસેક વાર આગળ વધ્યા ન વધ્યા એટલામા તો અમારી બગી હુલ્લડખોરોએ ઘેરી લીધી અને અમારા પર પથ્થરોનો વરસાદ શરૂ કર્યો અમે આગળ વધવા પ્રયત્ન કર્યો, અમે થોડાક વાર આગળ વધ્યા પણ ખરા પણ પરિસ્થિતિ એવી બગડતી ચાલી કે અમારે આત્મરક્ષણ માટે એક બદૂક અને બે રિવોલ્વરો કાઢવાની ફરજ પડી! એની ચમત્કારિક અસર થઈ। એના દર્શનમાત્રથી (સામાની નિર્બળતા પર ઝૂઝતા) એ સાચા કાયરોનુ ટોળુ ચોપાસ નાસવા માડયુ અમને એથી ખાતરી થઈ કે મુસલમાન કોમના ઉતાર સમા આ ટોળાને પાછુ પાડવા માટે મજબૂત હાથનો હિંમતભર્યો સામનો પૂરતો છે અમે ત્યાથી આગળ ચા યા એટલે એ ટોળુ પાછુ અમારી કેડે પડયુ એટલામા ત્યા થોડા પોલીસો અને એક સવાર આવી પહોચ્યા મારા મિત્ર ભારે હિંમત કરીને નીચે ઊતરી એમની પાસે રક્ષણ માગવા ધસી ગયા પણ એમને સફળતા મળી નહિ। એ લોકોએ તો લગભગ હાસ્યજનક લાચારી જ દાખવી। છેવટે એક ગોરો પોલીસ સવાર અમારી પાસે આવ્યો ને એણે ચોખ્ખેચોખ્ખુ સભળાવી દીધુ કે તમારો બચાવ કરવા પોલીસ બિલકુલ અશક્ત છે એ જ રસ્તે પાછા જવુ અશક્ય હોવાથી અમે ભીંડી બજાર તરફ આગળ વધ્યા પણ ત્યા તો

ઓલામાંથી ચૂલામાં જવા જેવી જ સ્થિતિ હતી. . . . એ જ રસ્તે થઈને ગવર્નર અમારા પહેલાં, ફક્ત અડધા કલાક પર જ, પસાર થયા હતા. તેઓએ એ બધા વિષે શું ધાર્યું હશે, એ જ વિષે મને આશ્ચર્ય થાય છે. હું કહેવાની હિંમત કરું છું કે . . . એમને તો એમ જ લાગ્યું હશે કે ગવર્નરના માનમાં આ લોકો દેખાવો કરી રહ્યા છે ! પણ સાહેબ, હું ખરા અંતઃકરણથી કહુ છું કે પોતાના હાથમાં આટઆટલાં સાધન છતાં પોલીસ અને સરકારે કલાકાના મુખ્ય શહેરને—ખુદ પાટનગરને, દિવસો પર દિવસો જતા હોવા છતા, આવી બેકાયદા તોફાની વૃત્તિનું દશ્ય બનવા દીધુ છે, એ એમને માટે નામોશીની વાત છે.'

એ જ રાતે ફીરોઝશાહ ફરી સાહસ કરીને કેટલાક મિત્રો જોડે ખેતવાડીની અગિયારીની ખબર લઈ આવ્યા હતા. સાથે બંદૂક તો હતી જ પણ એ વાપરવાનો વખત આવે ત્યાર પહેલાં એક ગોરા પોલીસે એ ખૂંચવી લીધી હતી ! અને એક બે દિવસ પછી જ એ એમને પાછી સોંપાઈ હતી ! .

છેવટે સર ફિલિપ વૂડહાઉસની સરકારને લશ્કર બોલાવવું પડ્યું હતું. અને શ્રી. ફીરોઝશાહ માનતા હતા એમ એ આવ્યું ત્યાર પછી જ હુલ્લડખોર ઠેકાણે આવ્યા હતા !

૧૨ મી એપ્રિલના આ હુલ્લડમાં પોલીસ અને સરકારે દાખવેલી 'શરમભરેલી ઉદાસીનતા' સામે પોકાર ઉઠાવવા એક મોટી સભા મળી હતી. અને એમાં ફીરોઝશાહે તાળીઓના ગડગડાટ વચ્ચે મુખ્ય ઠરાવને અનુમોદન આપ્યું હતુ. એ એમની વધતી જતી લોકપ્રિયતાનું સીમાચિહ્ન હતુ.

૧૮૭૭માં હિંદભરમાં સરકારે એક સ્વયંસેવક-પ્રવૃત્તિ ઊભી કરી હતી. હિંદી સરકારને એવો ભય હતો કે રશિયા હિંદ પર આક્રમણ કરવાની તૈયારીઓ કરે છે. એ વખતની સરકારે એમ વિચાર્યું કે એ સ્વયંસેવક-પ્રવૃત્તિનો ખર્ચ દેશની સામાન્ય મહેસૂલી

આવકમાથી પાડવો; છતાં, એમાં યુરોપિયનો અને આંગ્લ હિંદીઓને* જ ભાગ લેવા દેવો ! તા. ૩૦મી જૂન, ૧૮૭૭ને રોજ મુંબઈના ટાઉન હૉલમાં એક મોટી સભા બોલાવાઈ હતી. ગવર્નર પોતે પૂનાથી ખાસ એ સભાનુ પ્રમુખપદ લેવા પધાર્યા હતા. બધી કોમોના પ્રતિનિધિઓને સભામાં આમંત્રણ અપાયા હતાં. ફીરોઝશાહ પણ એમાં ગયા હતા. ગોરાઓનુ એક સ્વયસેવક દળ ઊભુ કરવું એવો ઠરાવ રજૂ થયો, અને એને અનુમોદન અપાયુ પછી પ્રમુખે કહ્યુ, 'કોઈને બોલવું હોય તો બોલો.' ફીરોઝશાહ દેશના પુત્રોને થતા આ અન્યાયથી સમસમી રહ્યા હતા. એટલે આ આમંત્રણ મળતા વેંત એ ઊભા થયા અને બોલ્યા કે —

'હુ સ્વયસેવક પ્રવૃત્તિનો વિરોધ કરવા નથી ઊભો થયો; એને મારો ટેકો છે. પણ એની જે રીત અહીં દર્શાવવામા આવી છે, એની સામે મારો સખત વાંધો છે ફક્ત ગોરાઓનુ જ સ્વયસેવક દળ ઊભુ કરવાનુ હોય તો બીજી બધી કોમોને આ સભામા આમંત્રણ આપવાની શી જરૂર હતી? . . . શુ બીજી કોમોને આમંત્રણ આપવામા સભાના નિમંત્રકોની ઇચ્છા એવી છે કે એ લોકો સભામા હાજર રહીને જાતે જ પોતા વિષે અવિશ્વાસ જાહેર કરે, અને પોતાને જ આ દેશસેવાની તકમાથી બાકાત રાખવાનો ઠરાવ કરે?'

આમ કહીને એમણે મૂળ ઠરાવ ઉપર શ્રી. તેલગના અનુમોદનથી સુધારો મૂક્યો કે, મુંબઈના નાગરિકોની આ જાહેર સભામા ફક્ત યુરોપિયનોનુ જ બનેલુ સ્વયસેવક-દળ ઊભુ કરવાનો ઠરાવ મૂકવો સલાહકારક નથી

ગોરાઓના અગ્રણી મિ જેમ્સ મેકવીને બિનગોરાઓ પર સભામા અનુચિત એવુ વર્તન કરવાનો આરોપ મૂક્યો ! પણ ગવર્નર વસ્તુસ્થિતિ પરખી ગયા અને તેમણે બિનગોરાઓને સમજાવતાં કહ્યુ કે, 'મૂળ ઠરાવ અહીં પસાર થવા દો તમારી ઇચ્છા બિન-

* એન્ગ્લો ઇન્ડિયનોને

ગોરાઓનું સ્વયંસેવક દળ ઊભુ કરવાની હોય, તો બીજી સભા બોલાવી એવો ઠરાવ કરી તમે સરકારને ખુશીથી એ પહોંચાડો બની શકતુ હશે ત્યા સુધી સરકાર એનો વિચાર કરશે '

ગવર્નરનો આ જવાબ સભામાના ગોરાઓને તો ન ગમ્યો પણ ફીરોઝશાહ અને એમના મિત્રોએ એને માન આપીને પોતાનો સુધારો પાછો ખેંચી લીધો

૧૮૭૮ની ૧૪મી માર્ચે તત્કાલીન વાઇસરોય લોર્ડ લીટને પોતાના ધારાસભામા એ વખતે, કાળા કાયદાને નામે ઓળખાયેલો એવો દેશી છાપાને દબાવવાનો કાયદો રજૂ કર્યો અને એ જ દિવસે થોડા જ કલાકમા પસાર કરાવી દીધો એ કાયદા સામે દેશભરમા ભારે વિરોધ ઊઠ્યો હતો એ પસાર થયા પછી થોડા જ દિવસમા ફીરોઝશાહે 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'મા લેખ લખીને જણાવ્યુ કે દેશી છાપાઓ સામે કરવામા આવેલો રાજદ્રોહ-પ્રચારનો આક્ષેપ ખોટો છે, અને લોકો સાથે કશો ગાઢો સંપર્ક નહિ ધરાવતા પર દેશી રાજ્ય સામે લોકોના દિલમા શુ ચાલી રહ્યુ છે એ જાણવાનો એકનો એક માર્ગ આથી બધ થશે વળી સમજુ અને વિચારક લોકો છાપાના ધંધાને છોડી દેશે, હિંસક અને સિદ્ધાંત વગરના ચળવળિયા સરકારી દમનનો સરકાર સામે ઉશ્કેરણી કરવામા લાભ લેશે, અને બીજી બાજુ ખુશામતખોરી વધી પડતા સરકારની જ મુશ્કેલીઓ વધી પડશે છેવટે લોર્ડ રિપન વાઇસરોયપદે આવ્યા ત્યારે લોકોના વિરોધને માન આપી તે કાયદો સરકારને રદ કરવો પડ્યો હતો

૧૮૭૯મા લોર્ડ લીટને લૅંકેશાયરની માગણીને માન આપીને સુતરાઉ માલ પરની આયાતજકાત રદ કરી હતી અને મુંબઈ વેપારને નામે ઇંગ્લંડના મિલમાલિકોને મદદ કરવા એક મોટી મહેસૂલી

આવકનો ભોગ આપ્યો હતો દેશી છાપાના દમનનો કાયદો દાખલ કરવા સામે ઘણા અગ્રેજ અમલદારોની અને પોતાના સરકારી સલાહકારોની સલાહ લૉર્ડ લીટને નેવે મૂકી હતી, એવી જ રીતે આ બાબતમા પણ એ વર્ત્યા હતા ખરુ પૂછો તો, આ વખતે હિંદમા ગોરાઓનો વિરોધ વધારે મોટા પાયા પર હતો ઘણા પ્રાતોના ગવર્નરોએ અને કાઉન્સિલરોએ એનો વિરોધ કર્યો હતો અને ખુદ લૉર્ડ લીટનના કાઉન્સિલરોએ પણ વધુ મતે એમની દરખાસ્ત ઉડાવી દીધી હતી! પણ निरकुशा कवय ની જેમ, લૉર્ડ લીટન જે કવિ પણ હતા, એ કોઈનો અ કુશ માને એવા હતા જ નહિ, વાઈસરૉય તરીકે પોતાની ખાસ સત્તા વાપરીને પણ એમણે ધાર્યું જ કર્યું!

વાઈસરૉયના આ પગલાની સામે આમની સભા સમક્ષ રજૂ કરવા માટે મુબઈમા એક મોટી અરજી ઘડવાનુ ઠર્યું ફીરોઝશાહ એ વિરોધ-સમિતિના મત્રી હતા સુપ્રસિદ્ધ નાગરિકોની સખ્યાબધ સહીઓવાળી આ અરજી કોની સહીથી આમની સભાના સભ્ય મિ ફૉસેટ પર રજૂઆત માટે મોકલવી, એ સબધી ઉક્ત સમિતિમા એક નાનકડી તકરાર જાગી હતી આપણા જાહેરજીવનમા એ જમાનામા કેવી નકામી તકરારો જાગતી એનો એ નમૂનો છે! ફીરોઝશાહે છેવટે રજૂ કર્યું હતુ કે એ હક સમિતિના મત્રીઓનો છે, અને સમિતિને છેવટે એ માન્ય કરવુ પડયુ હતુ

૧૮૮૦ના એપ્રિલમા લૉર્ડ લીટન વાઈસરૉયપદેથી છૂટા થયા એ જ અરસામા મુબઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ પણ ફારેગ થયા મુબઈમા એમને ઘણા મિત્રો થયા હતા એટલે એ મિત્રોએ વિદાયમાનનો મેળાવડો ગોઠવ્યો મેળાવડામા ઘણા માણસો આવ્યા હતા એમા ફીરોઝશાહ પણ હતા એમને સર રિચર્ડને આવી રીતે

ગવર્નર તરીકે માન અપાય એ નહોતું ગમતું. એ એને લૉર્ડ લીટનના એક ખાસ ખાંધિયા જ ગણતા. આથી એમણે વાંધો ઉઠાવ્યો હતો કે મુંબઈના બધા નાગરિકોને નામે આ ગવર્નરને કાંઈ પણ માન ન જ અપાવું જોઈએ. છેવટે તે માન-મેળાવડો ફક્ત 'મિત્રો ને પ્રશંસકો' તરફથી જ યોજાયો છે એવી સ્પષ્ટતા કરાતાં ફીરોઝશાહે પોતાનો વિરોધ ખેંચી લીધો હતો. પાછળથી છાપામાં એમણે એવો ખુલાસો બહાર પાડ્યો હતો કે અહીંથી છૂટા થતા ગવર્નરો, પાછળથી જ્યારે આમની સભામાં ચૂંટાય છે ત્યારે, આપણે નામે હિંદ અને હિંદીઓ વતી બોલવાનો દાવો કરે છે! સર રિચર્ડ એમ ન કરી શકે એવું કરવાનો જ મારો હેતુ હતો.

૧૮૮૦માં મુંબઈની મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં એના એક ગોરા એન્જિનિયર મિ. વૉલ્ટનના ગેરવર્તનનો મામલો ચર્ચાસ્પદ થઈ પડ્યો હતો. એ ઇજનેરે એક કૉન્ટ્રાક્ટરને સુધરાઈની માલકી-ની ખાણમાંથી જ મફત પથ્થર લેવા દીધા હતા. અને પછી ફરિ-યાદ થતાં પોતાના ગેરવર્તનનો પદ્ધાતદ્ધા બચાવ કરવા માંડ્યો હતો. ફીરોઝશાહે એની ખબર લેવાનો નિશ્ચય કર્યો; અને કૉર્પોરેશનની સભામાં એની વિરુદ્ધ એક લાંબું ભાષણ કરીને એને કાઢી મૂકવાની દરખાસ્ત કરી. કૉર્પોરેશનમાંના યુરોપિયનોને સ્વાભાવિક રીતે જ પોતાનો એક ગોરો ભાઈ આવા ગુનાસર દંડાય એ નહોતું ગમતું. એટલે એમણે એનો બચાવ કરવા શક્ય એટલા બધા જ પ્રયત્નો કર્યા. અને કેટલાક હિંદી સભ્યોને ફોડીને ફીરોઝશાહ પર એક વધુમતે વિજય મેળવ્યો! પણ આ વિજય મેળવવા માટે એમને ભારે કિંમત આપવી પડી. એમણે રજૂ કરેલો સુધારો એ ગોરા ઇજનેર પર લગભગ ઠપકાની દરખાસ્ત જેવો હતો, પણ એને બીજી કોઈ શિક્ષા કરવાની વાત પડતી મૂકવામાં આવી હતી.

મુંબઈની કોર્પોરેશનમાં એક બીજે પ્રસંગે પણ એમને અંગ્રેજ સભ્યો સામે ગૌરવપૂર્વક ઊભા રહેવું પડ્યું હતું. પ્રસંગ કોર્પોરેશનના સભાપતિના સ્થાને શ્રી. ડોસાભાઈ ફ્રામજીને ચૂંટવાની રજૂ થયેલી દરખાસ્તનો હતો. તે વખતે પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઈની મુલાકાતે આવવાના હતા. અંગ્રેજ સભ્યોના આગેવાન મિ૦ મૅકલીને દરખાસ્તનો વિરોધ કરતાં એમ જણાવ્યું કે, જે તટસ્થતા અને તાકાત સભાપતિની ફરજો બજાવવા માટે આવશ્યક છે, એ હિંદી નહિ દાખવી શકે એવો મને ભય છે! બીજું, મુંબઈની આબાદી મોટે ભાગે એના અંગ્રેજ વેપારી સમાજને આભારી છે; એટલે તત્ત્વતઃ અંગ્રેજી ગણાય એવા શહેરમાં પ્રિન્સ ઑફ વેલ્સને આવકાર આપવાનું માન એમના જ જાતિજનને આપવું જોઈએ!

આનો ફીરોઝશાહે મુદ્દાસર, મક્કમ અને ગૌરવભર્યો જવાબ આપતાં જણાવ્યું કે, 'પોતાના હિતમાં જે ન્યાય્ય અને યોગ્ય છે એ જ કરવાની પોતાની નીતિમાંથી કોર્પોરેશન આ પ્રસંગે નહિ ચળે એવી હું આશા રાખું છું. ન્યાતજાત, ધર્મ અને રંગના કોઈ પણ ભેદોની દૃષ્ટિએ એનો વિચાર કરવાનો હોય જ નહિ. કોર્પોરેશનના સભ્યો તરીકે આપણી ફરજ નિમણૂક કરવામાં કેવળ લાયકાત અને શક્તિનો જ વિચાર કરવાની છે. એ લાયકાત અને શક્તિ આપણને કોઈ અંગ્રેજ સદ્‌ગૃહસ્થમાં જણાય, તો તેનો સ્વીકાર કરવા આપણે ઘણા આતુર છીએ. પણ જો એ હિંદીઓમાં જણાય, તો અંગ્રેજો એનો મુક્ત કંઠે, ઉદારતાથી અને કોઈ પણ આનાકાની કર્યા વિના સ્વીકાર કરશે એ વિશે મને કોઈ શંકા નથી.'

સ્વ૦ શ્રીનિવાસ શાસ્ત્રી ફીરોઝશાહની અતૂટ પ્રામાણિકતા માટે અને હકીકતોની કુશળતાભરી રજૂઆત માટે પ્રશંસા કરતાં જણાવે છે કે, 'એઓ કોઈ પણ કેસ હાથ ધરતા ત્યારે એટલું બિલકુલ નિર્વિવાદ રહેતું કે એમનું કહેવું સાંભળવું જ પડશે. એ મજબૂત

મનના ,શક્તિશાળી પુરુષ હતા; સિંહ જેવા દેખાતા; જોરદાર અવાજથી બોલતા; પોતાની આગળ પડેલા ટેબલ પર હથેળી પછાડતા વા મુક્કો મારીને બોલતા; અને કડક વાણી જોડે ભયાયક અભિનયો મિલાવતા. એ શક્તિસ્વરૂપ હતા; અને બહુ જ થોડા માણસો એમની સામે ઊભી શકતા.'

## ૬

## ઇલ્બર્ટ બિલ

૧૮૮૪ની ૭મી એપ્રિલને રોજ શ્રી. ફીરોઝશાહ મુંબઈની સુધરાઈના પ્રમુખ તરીકે સર્વાનુમતિથી ચૂંટાયા.

પ્રમુખ તરીકેની કામગીરીનું આ વર્ષ બાદ કરીએ, તો ૧૮૮૩થી '૮૫નાં વર્ષોમાં ફીરોઝશાહે માત્ર મુબઈના સ્થાનિક પ્રશ્નોમાં જ રસ લેવાને બદલે અખિલ હિંદના વિશાળતર પ્રશ્નોમાં પણ ભાગ લેવા માંડ્યો હતો.

૧૮૮૪ના લગભગ અંતભાગ સુધી લૉર્ડ રિપન હિંદમાં વાઈસરૉયપદે હતા. હિંદના ઇતિહાસમાં એ એક સૌથી વધુ લોકપ્રિય વાઈસરૉય ગણાય છે. લૉર્ડ લીટનના આપખુદ અમલ પછી વાઈસરૉય થનાર રિપન સાહેબે લૉર્ડ લીટને કરાવેલો દેશી છાપાંને દબાવવાનો કાળો કાયદો રદ કર્યો હતો. એમના અમલ દરમિયાન હિંદીઓનાં મન હરી લે એવો 'ઇલ્બર્ટ બિલ' નામક ખરડો એમના કાયદાના પ્રધાન મિ. કોર્ટની ઇલ્બર્ટે રજૂ કર્યો હતો. રાજ્ય કરતી પ્રજા તરીકે ગોરાઓ પોતાને હિંદીઓના કરતાં ઊંચા અને સુધરેલા માનતા હોઈ, કોઈ પણ ગોરાનો ન્યાય કાળા માણસના હાથમાં ન હોવો જોઈએ, એમ માનતા. પણ તત્કાલીન હિંદી કાયદા મુજબ પ્રેસિડંસી મૅજિસ્ટ્રેટની કોર્ટમાં આવો ભેદ માન્ય કરાતો નહિ. ખરી

વાત એ છે કે અગ્રેજી અમલમા એ જમાનામા એ પદ ઘણુ ખરુ અગ્રેજોના જ હાથમા રહેતુ પરતુ હિંદીઓએ આઈ સી એસ ની કઠણ પરીક્ષામા પણ બેસવા માડયુ હતુ અને આવા એક આઈ સી એસ શ્રી બિહારીલાલ ગુપ્ત કલકત્તાના પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટ નિમાઈ ચૂકયા હતા અને એમને ગોરા ગુનેગારોનો ન્યાય કરવાનો પ્રસગ પડી ચૂક્યો હતો કેટલાક વખત પછી એમને બઢતી આપવામા આવી ને કલકત્તા બહાર એમને વધારે જવાબ દાર એવા જિલ્લાના મૅજિસ્ટ્રેટના હોદ્દા પર નીમવામા આવ્યા પણ ત્યા એમણે જોયુ કે પોતાના હાથ તળેનો ગોરો અમલદાર ગોરાનો ન્યાય તોળી શકે, પણ પોતે ગોરા નહિ હોવાથી કાયદા મુજબ એમ ન કરી શકે! આથી એમણે સરકારને લખ્યુ કે આ તે કેવો કાયદો છે? આવા કાયદાને સુધારવો જોઈએ! આ તો મને બઢતી આપવાને બદલે ઉતારી પાડવા જેવુ છે! આ ફરિયાદ પ્રાતિક સરકારે વડી સરકારને પહોચાડી ને વડી સરકારના ઉપર્યુક્ત કાયદાના પ્રધાને એવો સુધારો રજૂ કર્યો કે જિલ્લા મૅજિસ્ટ્રેટો અને જિલ્લા ન્યાયાધીશો પણ — કાળાગોરાના કોઈ પણ ભેદ વગર — ગોરા આરોપીઓનો કેસ ચલાવી શકશે, ને ઇન્સાફ આપી શકશે પણ ગોરાઓને થયુ કે આ તો અમારા હક્ક પર તરાપ છે અગ્રેજ બચ્ચાનો ન્યાય અગ્રેજ જ કરે એ અગ્રેજોનો જન્મસિદ્ધ હક્ક છે મૅગ્નાકાર્ટામા એ લખેલુ છે લૉર્ડ રિપન અને એના મદદનીશો નહિ સમજે તો અમે બડ કરીશુ એમને ઉપાડી જઈશુ કેદ કરીશુ, ગમે તેમ કરીશુ પણ હદી વશ વર્તીશુ નહિ!

આવો પ્રચડ વિરોધ જોઈ લૉર્ડ રિપનની સરકાર મૂઝવણમા પડી ગઈ બીજી બાજુ આ વર્ણભેદની હિલચાલના પરિણામે હિંદીઓની અસ્મિતા પણ વધુ ને વધુ જાગ્રત થવા લાગી ને હિંદીઓએ લૉર્ડ રિપનની સરકારને ટેકો આપવા અને પોતાની ગોરાઓ સાથેની સમાનતા સ્થાપિત કરવા, પોતાના જ દેશમા પોતાની જ સામે

કરાયેલા આ અન્યાયી ભેદભાવ સામે જબરદસ્ત ઝુંબેશ ઉપાડી આ હિલચાલમા સ્વાભાવિક રીતે જ મુંબઈના અગ્રગણ્ય નેતા તરીકે ફીરોઝશાહે પણ ભાગ લીધો અને ઇલ્બર્ટ બિલને ટેકો આપ્યો ૨૮મી એપ્રિલ, ૧૮૮૩ને રોજ મુંબઈના ટાઉનહૉલમા સર જમશેદજી જીજીભાઈના પ્રમુખપણા નીચે મળેલી જાહેર સભામા મૂળ ઠરાવના અનુમોદક તરીકે બિલનો સક્ષિપ્ત ઇતિહાસ આપી, હિંદીઓએ એમા દાખવેલા રસના કારણો દર્શાવી, આ પ્રશ્ન વિરુદ્ધ ગોરાઓએ ઉઠાવેલા અસાધારણ વિરોધ વિષે બોલતા એમણે જણાવ્યુ કે,

'જૉન બ્રાઈટના શબ્દો યાદ કરુ તો, હિંદમા ગયેલા અગ્રેજોએ ભગવાન ઈસુખ્રિસ્તની દસે આજ્ઞાઓનો ભગ કરીને હિંદ જીત્યુ હોવાથી, હવે એને સાચવી રાખવામા ગિરિપ્રવચનના સિદ્ધાતને અનુસરવાનુ વિચારવુ એ અતિશય મોડુ થઈ ગયું છે, એવુ જ હિંદમાના ગોરાઓને લાગતુ લાગે છે! રાણીની પ્રજા પર ન્યાતજાત કે ધર્મના ભેદ વગર સમાનતા અને ન્યાયના સિદ્ધાંતો અનુસાર રાજ્ય કરવાની નીતિનો ગોરાઓએ ખુલ્લી રીતે અને ઝનૂનપૂર્વક વિરોધ કર્યો છે! એમણે કદી વિચારી જોયુ છે કે બ્રિટિશ સત્તા હિંદમા શેના આધારે ટકી રહેલી છે? હિંદ તલવારથી જિતાયુ છે એ એમનો ભ્રમ છે હિંદ કદી તલવારથી જિતાયુ નથી અને કદી તલવારથી રાખી શકાવાનુ નથી શાણામા શાણા જે અગ્રેજ રાજપુરુષોએ હિંદમા ન્યાયની નીતિ અખત્યાર કરી છે, એ કેવળ ન્યાયની નીતિ નથી એ તો સામ્રાજ્યના સાચા સમજપૂર્વકના આત્મરક્ષણની પણ નીતિ છે ઇગ્લડે પોતાના મોટામા મોટા અને વિશ્વાસુમા વિશ્વાસુ રાજપુરુષોને મોઢે જાહેર ર્યું છે અને પોતાના મહેરબાન મહારાણી સાહેબના મુખે ઢઢેરો પિટાવ્યો છે કે હિંદ પર ન્યાયના, સમાનતાના અને પ્રામાણિકતાના સિદ્ધાંતો પ્રમાણે ન્યાતજાત, વર્ણ અને ધર્મના કોઈ-પણ ભેદભાવ વિના રાજ્ય કરવામા આવશે.

'આ દૃષ્ટિએ જોતા બિલનુ વાજબીપણુ અનિવાર્ય છે અગ્રેજોને ભય રાખવાનુ કોઈ કારણ નથી લાગણીઓ ઉશ્કેરાઈ છે ને મન આવેશ થઈ ગયા છે પણ લાગણીઓ જ્યારે શમી જશે, મન સ્વસ્થ થશે ને

પક્ષભેદની વ્યાપેલી કડુતા ભુલાઈ જશે ત્યારે એઓ પોને પોતાના અજબ શબ્દો અને કાર્યો સંભારી હસશે. અને મિ. બેન્સન (અંગ્રેજ પક્ષકાર) અને શ્રી. લાલમોહન ઘોષ (હિંદી પક્ષકાર) એકબીજાને ભેટવા દોડી જશે!'

લૉર્ડ રિપનની સરકારે ગોરાઓના વિરોધથી દબાઈને પ્રથમ તો એવો સુધારો રજૂ કર્યો કે ગોરાઓના કેસોનો ન્યાય કરવાની આ સત્તા જિલ્લા મૅજિસ્ટ્રેટ અને સેશન્સ જજ સિવાય કોઈને આપવી નહિ. પણ ગોરાઓએ એ સ્વીકારવાની ના પાડી, અને આખું બિલ જ ઉઠાવી દેવાનો આગ્રહ કર્યો. સરકાર એમ કરવા તૈયાર ન હોવાથી થોડો વખત વળી પાછી ગૂંચવણ ચાલુ રહી. છેવટે, એવો સુધારો માન્ય થયો કે જિલ્લા મૅજિસ્ટ્રેટો અને સેશન્સ જજોને આ સત્તા આપવી, પણ આરોપી જો પોતાના દેશજનોની જૂરી માગે, તો એની એ માગણી કોર્ટે મંજૂર રાખવી.

આ સમાધાન સ્વીકારવુ કે કેમ એ બાબત બંગાળાના પ્રખ્યાત આગેવાન શ્રી. મનમોહન ઘોષે મુંબઈના ઉપર્યુક્ત આગેવાનોને તારથી પુછાવ્યું. શ્રી. ફીરોઝશાહ એ વખતે માથેરાન હવા ખાવા ગયા હતા. પણ શ્રી મંડળિકે થોડા મિત્રોને પૂછીને જવાબ આપ્યો કે લૉર્ડ રિપનને એમની મુશ્કેલીઓમાં ટેકો આપો એ સલાહ સ્વીકારાઈ અને એ પ્રમાણે સુધારેલો ખરડો કાયદો બન્યો

પણ આ સમાધાનનુ ઉપપરિણામ એવું આવ્યુ કે અંગ્રેજ આરોપીઓનો ન્યાય જો એમના દેશજનોની જૂરી મારફતે જ થવો જોઈએ, તો પછી હિંદીઓનો ન્યાય પણ એ જ રીતે કેમ ન થવો જોઈએ, એવો એક નવો આગ્રહ આપણે ત્યાં જન્મ્યો. શ્રી. ફીરોઝશાહે પણ 'બૉમ્બે ગૅઝેટ' નામના છાપામા લખીને એમ જાહેર કર્યું કે,

'થયેલુ સમાધાન એક ગભીર રાજકીય ભૂલ છે. પરસ્પર વિદ્વેષની લાગણીઓ જ્યારે ઉશ્કેરાયેલી હોય, ને ગુનાનો ભોગ બનનાર આસામી કરતાં આરોપીની જાત કે દેશ જુદા હોય, ત્યારે આ જૂરી-પદ્ધતિ તો

એક નાગરિક ફારસ સમાન જ નીવડવાની એટલે આવી હિંમતે સમાન અધિકાર મેળવવાનો કાંઈ અર્થ નથી ગોરું પંચ ગોરા આરોપીઓને ખોટી રીતે નિર્દોષ જાહેર ન કરે એ માટે જરૂર તો સલામતી દાખલ કરવાની છે આરોપીને પંચના અન્યાયી અભિપ્રાયથી છોડી મૂકવામાં આવ્યો છે, એવું લાગે એવા તમામ કેસોમાં, ફરિયાદીને હાઈકોર્ટમાં અપીલ કરવાનો અધિકાર આપવો જોઈએ'

સરકાર વધુ કશું કરવા માગતી નહિ હોવાથી યુરોપિયન જૂરી સામેની ફીરોઝશાહે સૂચવેલી સલામતી વિષે કશાં આગળ પગલાં ભરાયાં નહિ હિંદીઓને પોતાના દેશજનોની જૂરી આપવાની ચળવળ એમની સૂચના મુજબ પડતી મુકાઈ, અને એમણે 'ગભીર રાજકીય ભૂલ' સમાન ગણેલ સમાધાનથી ગોરા ગુનેગારોને, ખાસ લાભ મેળવી, નામની સજા ખાઈને, એમ ને એમ છૂટી જવાનો (ખાસ કરીને ગુનો કોઈ હિંદી સામે હોય ત્યારે) રાજમાર્ગ ખુલ્લો થયો।

એમ છતાં, આ ઠરાવને અંગે ગોરાઓના પક્ષે મહારાણીના ઢંઢેરા જેવા ગભીર વચનોનો જે ઉપહાસ થયો, અને હિંદીઓને સાફ સાફ સમજાવવામાં આવ્યું કે 'આવા પ્રસંગોએ સારું સારું બોલવું એ ખરી રીતે ઔપચારિક હોય છે, એવા વચનો એ કાંઈ પાર્લમેન્ટનો કાયદો નથી!' એની હિંદી જાગૃતિમાં તો બહુ સારી અસર થઈ

## ૭

# લૉર્ડ રિપન

લૉર્ડ રિપનની વાઈસરૉય તરીકેની લોકપ્રિયતાના મૂળમાં ઇલ્બર્ટ બિલ સિવાય બીજાં કેટલાંક ઉપયોગી પગલાં પણ હતાં આમાં સૌથી અગત્યનું પગલું એમણે જાહેર કરેલ સ્થાનિક સ્વરાજની યોજના હતી એ બાબતનો સરકારી ઠરાવ ૧૮૮૨ના મે મહિનામાં જાહેર કરાયો હતો.

એ જાહેર કરતી વેળા વાઈસરૉયે પોતાની એ માન્યતા પણ સ્પષ્ટ કરી હતી કે કેળવણી વધવાથી હવે જાહેર સેવાની ભાવનાવાળા માણસોનો એક વર્ગ ઝપાટાબંધ ઊભો થવા માડ્યો છે. એમની સેવાનો લાભ ન લેવો, એ ખરાબ રાજનીતિ ગણાય એટલું જ નહિ, શક્તિને નકામી વેડફાવા દેવા જેવુ જ ગણાય

આ હિંમતભરી જાહેરાતથી દેશમા પુષ્કળ નવો ઉત્સાહ જાગ્યો હતો અને એનો અમલ ક્યારે થાય, ક્યારે થાય એવી ઝખના ઊભી થઈ હતી આથી બીજી સુધરાઈઓની જેમ મુમબઈની કૉર્પોરેશને પોતાના બધારણને વધારે ઉદાર અર્થાત્ લોકપ્રતિનિધિત્વ ધરાવતુ કરવાની જરૂર જોઈ, અને ૧૮૮૩ના જાન્યુઆરીમા એ વિષેની સભામા ઉત્સાહભરી ચર્ચા થઈ શ્રી ફીરોઝશાહે એમા યશસ્વી ભાગ ભજવ્યો હતો અને સરકારી સભ્યોના સ્થિતિચુસ્ત વાધાઓનો સ્પષ્ટ જવાબ આપ્યો હતો સામાન્ય રીતે હિંદમા જ્યારે જ્યારે સ્વરાજ તરફની પ્રગતિની વાત આવે છે, ત્યારે અંગ્રેજો શરૂઆતથી એવી દલીલ કરતા આવ્યા છે કે એમ કરવાથી હિંદુ બહુમતીના હાથમાં સત્તા ચાલી જશે, માટે લઘુમતીઓના હિતમા એમ કરવુ શક્ય નથી। ફીરોઝશાહે એ દલીલને હાસ્યજનક જણાવીને કહ્યુ કે,

મુક્ત મતદારમડળોની પદ્ધતિની અસરકારકતામા જ છુ તો માનનારો છુ સુધરાઈના વહીવટમા છેલ્લા થોડા વર્ષોમા જે ચમત્કારિક પરિવર્તન થયુ છે, એ ચૂટણીના સિદ્ધાતનુ પરિણામ છે

ચર્ચાને અતે સુધરાઈના કાયદામા કરવાના સુધારા સૂચવવા શ્રી ફીરોઝશાહનો સમાવેશ કરતી એક નાનકડી બધારણસમિતિ નીમવામા આવી હતી

ગોરાઓમા અત્યત અપ્રિય અને હિંદીઓમા અત્યત લોકપ્રિય થઈ પડેલા આ વાઇસરૉયના હોદ્દાની મુદત વધારી આપવા મહા ગણીને અરજી કરવાની હિલચાલને અગે ૧૮૮૩ની ૧૭મી ફેબ્રુઆરીએ એક જાહેર સભા મુબઈમા ધી ઇસ્ટ ઇન્ડિયા એસોસિયેશનની મુબઈની શાખાને આશ્રયે ભરવામા આવી હતી ભાઈ દીનશા પિટિટ એમાં સભાપતિ-સ્થાને હતા શ્રી દાદાભાઈ નવરોજી, નવરોજી ફરદુનજી, બદરુદ્દીન તૈયબજી, બહેરામજી મલબારી, ફીરોઝશાહ વગેરે વક્તાઓએ એ સભામા લૉર્ડ રિપનની રાજનીતિના ને એમના વ્યક્તિત્વના બહુ વખાણ કર્યા હતા મહારાણી સાહેબાને કરવાની અરજીનો ખરડો સ્વીકાર માટે રજૂ કરતા શ્રી ફીરોઝશાહે જે કારણો રજૂ કર્યા હતા એ ટૂકમા નીચે પ્રમાણે છે—

(૧) જે બેજાએ એક મહાન યોજનાની કલ્પના કરી છે, એની હાજરી એ યોજનાનો પૂર્ણતાએ અમલ કરવા માટે ખાસ ઇચ્છવા યોગ્ય છે

(૨) બીજો વાઇસરૉય શુ કરશે ને શુ નહિ એની કોઈને ખબર નથી વાઇસરૉય હમેશા મહાન, ભલો અને ઉદાર મનવાળો પુરુષ જ હોય એવી માન્યતા લૉર્ડ લીટને ખોટી પાડી છે

(૩) નોકરશાહી લોકોના સાચા આતરિક જીવન વિશે કેવળ અજ્ઞાન જ ધરાવે છે એને લોકો તરફ માન નથી અમે કરીએ છીએ એવુ તો લોકોની કોઈ સ્થા કરી જ ન શકે, એવી એમની દૃઢ માન્યતા હોય છે

લૉર્ડ રિપનની મુદતમા કરો જ વધારો ન કરવામા આવ્યો એટલું જ નહિ, વસ્તુત એમની મુદત પૂરી થતા પહેલા જ રાજી નામુ આપીને એ નિવૃત્ત થયા ! એમની પહેલા, એમના મુખ્ય મદદનીશ મેજર બેરિંગ, જે પાછળથી સર એવેલિન બેરિંગ અને લૉર્ડ ક્રોમર થયા, એમણે વિદાય લીધી એ પણ નાણામત્રી તરીકેની સારી કામગીરીને લીધે અને હિંદીઓ પ્રત્યેની સહાનુભૂતિને કારણે લોકપ્રિય હતા તા ૨૭મી ઑગસ્ટ ૧૮૮૩ને રોજ ફરામજી કાવસજી ઇન્સ્ટિટ્યૂટમા ભરવામા આવેલી જાહેર સભામા એમને આપવાના માનપત્રનો ઠરાવ શ્રી ફીરોઝશાહે રજૂ કર્યો હતો એ વખતે એમણે ગોરા સિવિલિયનોની હિંદ પ્રત્યેની સામાન્ય વિરોધી વલણ પર પ્રહારો કર્યા હતા અને મેજર બેરિંગ એ દૃષ્ટિએ તદ્દન જુદા પડે એવા હિંદીપ્રેમી સિવિલિયન હોવાથી આપણા માનને કેટલા લાયક છે એ બતાવ્યુ હતુ

૧૮૭૮મા લૉર્ડ લીટને હિંદી વજીરને એવી સૂચના કરી હતી કે જે જગાઓ પર હિંદીઓને નીમવા અથવા પહોંચાડવા આપણે માટે અશક્ય છે એ જગાઓની તેઓ મહત્ત્વાકાક્ષા સેવી શકે એવી સિવિલ સર્વિસમા દાખલ થવાનુ એમને ઉત્તેજન આપવુ એ અત્યત નાદાનભર્યું છે ' પણ તત્કાલીન હિંદી વજીર લૉર્ડ સેલિસ બરીએ ત્યાર પૂર્વે જ આઈ સી એસની પ્રાવેશિક પરીક્ષાઓના ઉમેદવારોની ઉમ્મર ઘટાડીને ૧૯ની કરી દીધી એટલે એટલી ઉમ્મરમા જોઈતો અભ્યાસ કરી લઈને અગ્રેજ હરીફો જોડે હરીફાઈ કરવા ઇંગ્લડ પહોંચી જવુ જ હિંદીઓ માટે અશક્યવત્ થઈ પડયુ લૉર્ડ લીટને પછી પોતાની સૂચના વિષે વિશેષ દબાણ નહોતુ કર્યું

૧૮૮૪મા લૉર્ડ રિપનની સરકાર સમક્ષ હિંદીઓના વિરોધને કારણે આ પ્રશ્ન આવ્યો હતો અને એમણે ફીરોજશાહ પર એમનો અભિપ્રાય જાણવા પત્ર મોકલ્યો હતો બીજી સપ્ટેમ્બર, ૧૮૮૪ને રોજ

મુબઈમા મળેલી એક સભા સમક્ષ ઉમેદવારોની વયમર્યાદા વધારવા બાબતની ને હિંદીઓનો અસતોષ વ્યક્ત કરતી જનાબ બદરૂદ્દીન તૈયબજીની દરખાસ્તને અનુમોદન આપતા શ્રી ફીરોઝશાહે હિંદીઓને રાજકીય ચળવળ ન કરવાનુ કહેનાર લોકોની સખત ઝાટકણી કાઢી હતી ગોરા ટીકાકારોનો ઉપહાસ કરતા એમણે કહ્યુ હતુ કે, આ લોકો પણ ડિકન્સના બાઉન્બીની* જેમ આપણને કહે છે, 'તમારા ભલાની ચિંતા તમે પોતે શુ કામ કરો છો? અમારા પર છોડી દો ને! અમે તમારા હિતસ્વી છીએ!' આગળ ચાલતા એમણે એવા અર્થનુ કહ્યુ હતુ કે, 'ઘણા સારા ગુણોની બાબતમા અગ્રેજો આપણા કરતા ભલે ચડિયાતા હોય, એમને સ્વાર્થમા ફસાઈ જતા રોકવા માટે ઝુંબેશ કરવાની ને આપણી વાતો જોરશોરથી રજૂ કરવાની આપણે જરૂર છે બીજુ આપણે વિષે એમનુ અજ્ઞાન ભારે છે. એ અજ્ઞાનમાથી એમને બચાવવા માટે પણ આપણે ચળવળ કરવી પડશે'

હિંદીઓનો વિરોધ જોઈને ટુકડો નાખવા માટે બ્રિટિશ સરકારે શ્રી ફીરોઝશાહ સમેત ઘણા લોકોના વાંધાની ઉપરવટ થઈને 'સ્ટેટ્યુટરી સિવિલ સર્વિસ' નામની ખાસ જુદી નોકરીઓ કાઢી હતી એમા કોઈ પણ પ્રાવેશિક પરીક્ષા લીધા વિના યોગ્ય ખાનદાનના પુરુષોને વા હોશિયાર હિંદીઓને આઈ સી એસ કરતા ઓછા પગારથી એના જેવી જ નોકરીઓ આપવાની હિંદી સરકારને સત્તા અપાઈ હતી ફીરોઝશાહે એ દયાના ટુકડાનો ફરી વિરોધ કરતા જણાવ્યુ કે,

---

* ડિકન્સની નવલકથામા સર જોસેફ બાઉન્બીનુ એક પાત્ર છે એ પોતાને ગરીબોનો દોસ્ત અને અબ્બાજાન કહેવડાવે છે અને ગરીબોને કહે છે, 'તમારુ ભલુ કરવાનુ મારે માથે છે તમે શુ કામ ચિંતા કરો છો? બધુ મારા પર છોડી દો.'

'ખુલ્લી હરીફાઈથી હિંદીઓને આઈ. સી. એસ. થવા દેવા, એ જ એકમાત્ર ન્યાય્ય અને માનપ્રદ ઉપાય છે. પણ ઉમ્મરની મર્યાદા ઘટાડીને એ ઊંચી તક પણ હિંદીઓના હાથમાંથી ઝૂંટવી લેવામાં આવી છે. હવે તો એક જ ઉપાય છે અને તે એ કે એની પ્રાદેશિક પરીક્ષાઓ એક જ વખતે ઇંગ્લંડમાં ને હિંદમાં જુદે જુદે સ્થળે લેવી. હિંદના વતનીઓની ન્યાય્ય અભિલાષાઓ સંતોષવી હોય, તો દૂરદૃષ્ટિવાળો અને રાજનીતિનિપુણ એવો એ જ ઉપાય છે.'

લૉર્ડ રિપન એમની મુદત પૂરી થયા પહેલાં જ રાજીનામું આપીને વાઈસરૉયપદેથી નિવૃત્ત થઈ સ્વદેશ જતા હતા ત્યારે મુંબઈને કિનારે એમને વિદાયમાન આપવા મુંબઈના હિંદીઓ મોટી સંખ્યામાં એકઠા મળ્યા હતા. ૨૯મી નવેમ્બરને રોજ સર જમશેદજી જીજીભાઈના પ્રમુખપણા નીચે ટાઉનહૉલમાં મળેલી સભામાં માણસો માતાં નહોતાં. પંદર હજાર જેટલી મોટી માનવમેદની તો હૉલની બહાર એકઠી થઈ હતી! એ સભામાં વાઈસરૉયની સેવાઓ માટે આભારની રજૂ થયેલી દરખાસ્તને અનુમોદન આપતાં શ્રી ફીરોઝશાહે પ્રસંગોચિત પ્રશંસા કરતાં એવા અર્થનું કહ્યું હતું કે,

'લૉર્ડ રિપનના રાજવહીવટની બાબતમાં ગોરાઓ સામાન્ય રીતે એમ કહેતા આવ્યા છે કે એ ઢીલો માણસ છે. 'હિંદમાં ઇંગ્લંડની પ્રતિષ્ઠા સાચવવા માટે એને તો કડક માણસની જરૂર છે.' આ બાબતમાં મુંબઈના ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન વિષે જનરલ બ્રિગ્સે કહેલી વાત મને યાદ આવે છે. જનરલ બ્રિગ્સે કહ્યું છે, એક દિવસ એમના તંબૂના એક ખૂણામાં પડેલાં મરાઠી પુસ્તકો જોઈને મેં પૂછ્યું, 'આ ઢગલો શું કામ એકઠો કર્યો છે?' એમણે કહ્યું, દેશીઓને કેળવવા. 'પણ એ આપણે યુરોપ તરફ પાછા ફરવાનો રાજમાર્ગ પણ નીવડે! તો પછી તમે મુંબઈના ગવર્નર તરીકે આવી શરૂઆત કરો છો એથી મને આશ્ચર્ય થાય છે!'

"'ગમે તે સંજોગોમાં આપણે તો આપણી ફરજ બજાવવી જ રહી,' એમણે જવાબ આપ્યો.

"લૉર્ડ લીગનના રાજ્યમા મજબૂત શાસનનો આ આદર્શ એની ઊંચામા ઊંચી, વા અધમમા અધમ કક્ષાએ પહોચ્યો હતો તે પરિણામે, જે પરિસ્થિતિ દેશમા ઊભી થઈ હતી, તે જોખમોથી પરિપૂર્ણ હતી લૉર્ડ રિપને પોતાની સહાનુભૂતિભરી રાજનીતિથી એમા પલટો આણ્યો હતો, અને બ્રિટિશ રાજ્યના પાયા મજબૂત કર્યા હતા આજે જ્યારે એઓ વિદાય લે છે, ત્યારે વિરોધીઓને જો એમ જણાતુ હોય કે એમણે (લૉર્ડ રિપને) રાજવહીવટમા કશી ચમત્કારિક સિદ્ધિઓ મેળવી નથી, તો એ બાબત એમનો વાક કાઢવો એ એમના મોમા શોભતુ નથી લૉર્ડ રિપને પોતાની હિંદ પ્રત્યેની ફરજ બજાવી છે મહારાણી સમક્ષ અને સ્વદેશ સમક્ષ પોતાની કામગીરીનો અહેવાલ આપતા . . એ એમ કહી શકે છે કે, 'જ્યા લડાઈ જોઈ હતી ત્યા શાતિ મૂકીને, અને અજપો તથા ભય હતો ત્યા સતોષ મૂકીને હુ આવુ છુ' મેં ઇગ્લડની પ્રતિષ્ઠાની પુનર્સ્થાપના કરી છે' અને હિંદના લોકોની વફાદારીને, ભય અને જબરદસ્તીને બદલે, વિશ્વાસ અને આભાર જોડે નાગરીને આવુ છુ'"

કૉર્પોરેશનના સભાપતિ તરીકે, શ્રી ફીરોઝશાહે હાલના સુધરાઈના મકાનોનો પાયો લૉર્ડ રિપનને હાથે નખાવ્યો એ પ્રસગે લૉર્ડ રિપને કહ્યુ હતુ કે,

'સ્થાનિક સ્વરાજ્યના વિકાસની યોજનાનો પ્રથમ વિચાર મને મુબઈની સુધરાઈનુ બધારણ વગેરે જોઈને જ આવ્યો હતો મેં પહેલો આ દેશમા પગ મૂક્યા ત્યારે મને અહીંની સુધરાઈએ જે માનપત્ર આપ્યુ હતુ અને એ વખતે એ આપનારાઓએ જે ખાનદાન વર્તન દાખવ્યુ હતુ એથી હુ પ્રભાવિત થયો હતો અને એથી મેં એના બધારણ વગેરે વિષે ઊંડી પૃચ્છા કરી હતી પરિણામે મને જે જાણવાજોગ મળ્યુ હતુ એથી આ દેશના લોકોની સ્થાનિક સસ્થાઓના સચાલનની શક્તિઓ વિષે મને માન ઊપજ્યુ હતુ અને ત્યારે જ મને સૌથી પ્રથમ હિંદમા સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ સાધવાની જરૂર વિષે વિચાર આવ્યો હતો

# ૮

# પંચાશીની બે ખાસ પ્રવૃત્તિઓ

## (૧)

હિંદુસ્તાનના ઇતિહાસમા ૧૮૮૫ની સાલ યાદગાર છે એ સાલમા ૩૧મી જાન્યુઆરીને રોજ મુંબઈમા 'ધી બૉમ્બે પ્રેસિડન્સી એસોસિયેશન' નામનુ એક નવુ મડળ સ્થપાયુ હતુ એની સ્થાપના કરનારી જાહેર સભા ફરામજી કાવસજી ઇન્સ્ટિટ્યૂટમા મળી હતી એની નિમંત્રક ત્રિપુટી તૈયબજી, તેલગ અને ફીરોઝશાહની બનેલી હતી

મુંબઈમા આની પૂર્વે બે રાજકીય સસ્થાઓ સ્થપાઈ ચૂકી હતી પહેલી સસ્થાનુ નામ ધી બૉમ્બે એસોસિયેશન હતુ પાછળથી એ સસ્થા પડી ભાગી હતી બીજી સસ્થા ઇગ્લન્ડના ઇસ્ટ ઇન્ડિયા એસોસિયેશનની મુંબઈની શાખા હતી શ્રી ફીરોઝશાહ એના એક મ ત્રી હતા પણ એ સસ્થા સ્વતત્ર નહિ હોવાથી મુંબઈના અને હિંદના જાહેર જીવનના બધા પ્રશ્નોમા ઊતરી શકતી નહોતી આથી ધી બૉમ્બે પ્રેસિડન્સી એસોસિયેશન નામની નવી સસ્થા સ્થાપવાની જરૂર ઊભી થઈ હતી

આ સસ્થાની સ્થાપના કરવા મળેલી જાહેર સભા સમક્ષ ભાષણ કરતા શ્રી ફીરોઝશાહે જણાવ્યુ હતુ કે, કોઈ પણ માણસને, ખાસ કરીને પ્રગતિમાન દેશના કોઈ પણ માણસને, પછી તેનો ધંધો ગમે તે હોય, રાજકીય કામકાજ માત્રથી પોતાની જાતને અળગી રાખવાનો અધિકાર નથી દેશના પુનરુદ્ધાર માટે યુવાનોના સહકારની એમણે માગણી કરી હતી અને કહ્યુ હતુ કે, તમારી શક્તિમા મને વિશ્વાસ છે એનો ઉપયોગ કરવામા આવે તો અનેક

દાદાભાઈ જેવા પેદા કરી શકાશે એમણે એ માટે યુવાનોને આપભોગ આપીને પણ દેશસેવા કરવા હાકલ કરી હતી

આ ઍસોસિયેશને ઉપાડેલુ એક પહેલું કામ, આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવુ કે ન આપવુ એ પ્રશ્ન પર વડાપ્રધાન મિ ગ્લૅડસ્ટને રાજીનામુ આપીને ઉપાડેલા ચૂટણીના જગને, ઇગ્લડમા ટેકો આપવાનુ હતુ મુબઈના ઍસોસિયેશને આ ચૂટણીમા ઊભા રહેલા અમુક અમુક સભ્યોને અમારો ટેકો છે અને અમુક અમુક સામે અમારો વિરોધ છે એવુ જાહેરનામુ બહાર પાડયુ હતુ આ ઍસોસિયેશનને લાગ્યુ હતું કે આ ચૂટણી-જગનો લાભ લઈને, જે ઉમેદવારો હિંદના પ્રશ્નોમા રસ લેતા હોય, અને હિંદીઓના અભિપ્રાયો તરફ સહાનુભૂતિ ધરાવતા હોય, એવા સભ્યોને જીત મેળવવામા આપણે ટેકો આપીને મદદ કરવી જોઈએ આ બાબતમા હિંદના બીજા ઇલાકાઓના ટેકાની એમણે માગણી કરી હતી

પાછળથી શ્રી રાનડેના નેતૃત્વ નીચે ચાલતી પૂનાની સાર્વજનિક સભાની સૂચનાથી મુબઈ, બગાળા અને કલકત્તા એ ત્રણ મોટા ઇલાકા તરફથી એક એક પ્રતિનિધિ હિંદના પ્રચારાર્થે ઇગ્લડ પણ મોકલવામા આવ્યા હતા

આ બધા પ્રચારની ઝાઝી અસર ઇગ્લન્ડના મતદારો પર નહોતી જ થઈ એ કબૂલ કરતા પાછળથી શ્રી ફીરોઝશાહે કહ્યુ હતુ કે, 'આપણે મોકલેલા પ્રતિનિધિઓ થેઇમ્સ નદીમા આગ લગાડવામા તો સફળ નથી થયા, પણ એમણે ઇગ્લડના લોકોના દિલમા એવી ચિનગારી ચાંપી છે કે જે વખત આવતા ભભૂકી ઊઠશે !'

આમ છતા, ચયેના પ્રયત્નોની નૈતિક અસર વિષે ફીરોઝશાહ આશાવાદી હતા તા ૨૭ સપ્ટેમ્બર, ૧૮૮૫ ને રોજ પાર્લમેન્ટના સભ્ય પ્રો ફૉસેટ, જેમને અગ્રેજો મરકરીમા અને હિંદીઓ અત કરણપૂર્વક 'હિંદના સભ્ય' કહેતા, એમના અવસાન બદલ મળેલી

ઉપર્યુક્ત એસોસિયેશન તરફથી બોલાવાયેલી જાહેર સભામાં ભાષણ કરતા ફીરોઝશાહે જણાવ્યુ હતુ કે, 'જે રાષ્ટ્ર આવા સપૂતો પેદા કરી શકે છે અને જે સસ્કૃતિ આવી સસ્કારિતા પેદા કરી શકે છે, એની તરફ હિન્દના લોકો વધારે છૂટથી વફાદારી અનુભવ્યા વગર અને વધારે આકર્ષાયા વગર રહેવાના નથી અને પ્રો ફોસેટના પોતાના દેશજનો પણ આટલા વહાલા, સ્વસ્થ, અને સ્વતન્ત્ર માણસના વિચારો તરફ માનપૂર્વક ધ્યાન આપ્યા વિના રહેવાના નથી, અને છેવટે તેમને માનવુ જ પડશે કે, કોઈ પણ પરદેશી સરકારના કાર્યો શાસિત તરફ માત્ર ન્યાયબુદ્ધિથી જ નહિ, પણ સહાનુભૂતિથી ભરેલા હોવા જોઈએ '

(૨)

મુબઈ ઇલાકાના પ્રશ્નો વિચારવાની વાતથી શરૂ કરતા જે સયોગબળોથી પ્રેરાઈને એસોસિયેશનને હિંદ સમસ્તના પ્રશ્નોમા રસ લેવાનુ સૂઝ્યુ, એ જ સયોગબળોથી પ્રેરાઈને હિંદી રાષ્ટ્રીય મહાસભાની પણ સ્થાપના કરવા આ જ વર્ષોમા હિંદના જુદા જુદા ઇલાકાઓના પ્રતિનિધિઓને મુબઈમા એકઠા થવાનુ સૂઝ્યુ

બગાળામા પણ આ જ અરસામા આવી એક પરિષદ મળી હતી અને એમા હાજર રહેવા શ્રી ફીરોઝશાહને ખાસ આમત્રણ અપાયુ હતુ પરતુ તબિયતને કારણે એ ત્યા ગયા નહોતા મુબઈમા મળેલી મહાસભામા એવી જ રીતે બગાળના સિંહ શ્રી સુરેન્દ્રનાથ બૅનરજી હાજર રહી શક્યા નહોતા

અહીં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાનો ટૂકો ઇતિહાસ આપવો અસ્થાને નહિ ગણાય મૂળે આ વિચાર મિ એલન હ્યૂમ નામના મહાસભાના સ્થાપક પિતા ગણાતા એક નિવૃત્ત અગ્રેજ આઈ સી એસને આવેલો આવી શકવર્તી સસ્થાઓ સ્થપાય છે ત્યારે જુદે જુદે સ્થળે જુદા જુદા વિચારશીલ માણસોને ગમે તે સ્વરૂપે ઝાંખો

ઝાખો પણ સમાન વિચાર આવેલો હોય છે એવી મધ્યસ્થ સસ્થાના વિચારને મૂર્ત સ્વરૂપ આપવા બદલ મિ હ્યૂમ યશને પાત્ર થયા છે ૧૮૮૩ની ૧લી માર્ચે મિ હ્યૂમે કલકત્તા યુનિવર્સિટીના સ્નાતકો જોગ એક પરિપત્ર લખેલો અને એમા તેઓને અંગત આરામ અને સ્વાર્થના હેતુઓનો ત્યાગ કરી, પોતાને અને દેશને માટે વધુ આઝાદી હાસલ કરવા, વધારે નિષ્પક્ષ રાજવહીવટ મેળવવા, અને પોતાના જ દેશના વહીવટમા વધુ મોટો હિસ્સો હસ્તગત કરવા કૃતનિશ્ચય થવા હાકલ કરી હતી એને પરિણામે ૧૮૮૪ના અતભાગમા ‘ધી ઇન્ડિયન નૅશનલ યુનિયન’ નામની સસ્થા સ્થપાઈ હતી અને એણે મુંબઈના પ્રેસિડન્સી ઍસોસિયેશન તથા પૂનાની સાર્વજનિક સભા તથા બીજી રાજકીય સસ્થાઓ સાથે મળીને ૧૮૮૫ના ડિસેમ્બરમા અખિલ ભારતીય પરિષદ બોલાવવાની યોજના ઘડી કાઢી હતી મિ હ્યૂમે આમ કરતા પહેલા હિંદના સત્તાવાળાઓનો, ખાસ કરીને વાઈસરૉય લૉર્ડ ડફરિનનો સાથ મેળવી લીધો હતો અને વિલાયત જઈને ત્યાની પ્રજામા હિંદવાસીઓની ફરિયાદો રજૂ કરનાર એક કેન્દ્રસ્થ જવાબદાર સસ્થા સ્થપાય તો સરકારને તે ફરિયાદો સમજવાની અને તેમને દૂર કરવા શુ કરવુ એની સમજ પડે, એ અર્થે લૉર્ડ ડફરિને મિ હ્યૂમની યોજનાને આશીર્વાદ આપ્યા હતા ઉપર્યુક્ત પરિષદના પ્રમુખ તરીકે મુંબઈના ગવર્નરને ચૂટવાનો પ્રથમ તો વિચાર રખાયેલો પણ વાઈસરૉયે સરકારી અમલદારને બદલે લોકનેતાની વરણી થાય એ ઇષ્ટ છે, એવુ કહ્યાથી કલકત્તાના પ્રખ્યાત બૅરિસ્ટર મિ ઉમેશચંદ્ર બૅનરજીની વરણી કરવામા આવેલી બીજુ આ પરિષદ મૂળ યોજના પ્રમાણે તો પૂનામા ભરવાની હતી, પણ ત્યા કૉલેરા ફાટી નીકળવાથી છેક છેલ્લી ઘડીએ મુંબઈ ભરવાનું નક્કી કરવુ પડ્યુ હતું એમા દેશના જુદા જુદા વિભાગોમાથી કુલ ૭૨ પ્રતિનિધિઓ આવ્યા હતા અને મુંબઈની ગોકળદાસ તેજપાળ સંસ્કૃત

આગળ આવેલી ગોકળદાસ તેજપાળ બોર્ડિંગ સ્કૂલના ટ્રસ્ટીઓએ પોતાના વિશાળ મકાનો એમના સ્વાગત અર્થે ખુલ્લા મૂકયા હતા

આ પરિષદ અથવા મહાસભા સમક્ષ રજૂ થયેલા બે ઠરાવો પરત્વે ફીરોઝશાહે ભજવેલો ભાગ અત્રે નોંધવા જેવો છે પ્રથમ ઠરાવ હિંદી રાજવહીવટની તપાસ કરી એને સુધારવાની ભલામણ કરવા શાહી કમિશન નીમવાની માગણીનો હતો ફીરોઝશાહે એ અગે બોલતા જણાવ્યુ કે, એ કમિશન આ દેશમા બેસીને સાક્ષીઓ તપાસે તથા તેના ઉપર હિંદીઓનુ પ્રતિનિધિ ન હોય પરતુ એ કમિશન હિંદ અને ઇગ્લંડ બન્ને સ્થળે સાક્ષીઓની તપાસ કરે એવો સુધારો તેમણે છેવટે માન્ય રાખ્યો હતો

બીજો પ્રશ્ન ફીરોઝશાહે બર્માને તાજના સસ્થાન તરીકે જાહેર કરવાનો છેડ્યો હતો બર્માને હિંદ સાથે જોડી દેવાથી અને હિંદનો ભાગ બનાવવાથી હિંદની તિજોરી પર એ નાહકનુ બોજારૂપ થઈ પડશે, એમ તેમણે જણાવ્યુ દક્ષિણમા સિલોન અને અગ્નિમા બર્મા તાજના સસ્થાનો તરીકે હશે, તો હિંદમા વધારે ઉદાર રાજકીય સસ્થાઓની સ્થાપના કરવાની વાતમા આપણા હાથ વધારે મજબૂત થશે, એવી તેમની માન્યતા હતી

મહાસભાએ ફીરોઝશાહનો ઠરાવ પસાર કર્યો હતો પણ સરકારે તે વખતે તો સ્વાર્થવશ થઈને બર્માને હિંદ સાથે જ જોડી દીધુ અને તેને માટેની લડાઈનો બધો ખર્ચ હિંદની તિજોરી ઉપર નાખ્યો ! પ્રસિદ્ધ છે કે પછી જેમ જેમ હિંદમા સ્વરાજ્યની ચળવળ ચાલતી થઈ, તેમ તેમ બર્માને પણ ગુમાવી ન બેસવુ પડે એ ઇરાદાથી સરકારે તેને હિંદથી જુદુ પાડયુ હતુ

૯

# ૧૮૮૮નો સુધરાઈનો ધારો

૧૮૭૨ના સુધરાઈના ધારાના પ્રસંગે ફીરોઝશાહને એમના પ્રગતિવાદી વિચારો માટે લોકોનો ખૂબખૂબ ઉપહાસ અને વિરોધ વેઠવો પડયો હતો અને એમ છતાં, જ્યારે નવો ધારો થયો, ત્યારે એમના વિચારોને એમાં ઘણી રીતે અપનાવવામાં આવ્યા હતા. ૧૮૮૮ના સુધરાઈના કાયદાની બાબતમાં એમ બન્યું કે જ્યારે મુંબઈ સરકારે ધારામંડળમાં* એ રજૂ કર્યો, ત્યારે એમાં શ્રી તેલંગ સિવાય બીજો કોઈ પણ આગળ પડતો હિંદી સભાસદ હતો નહિ. લૉર્ડ રી, જેઓ એ વખતે મુંબઈના ગવર્નર હતા, એ જાણતા હતા કે આવા કાયદાના ઘડતર વખતે ધારામંડળમાં ફીરોઝશાહ જેવા આગળ પડતા અને મુંબઈની સુધરાઈના વર્ગોના કામકાજના અનુભવી અને રસિયા કાયદાશાસ્ત્રીની જરૂર છે. આથી એમાં એમણે એમની 'વધારા'ના સભાસદ તરીકે નિમણૂક કરી હતી અને લોકોએ એને વધાવી લીધી હતી.

ઉક્ત કાયદાનો ખરડો મિ. નેઇલરે જ્યારે ધારામંડળની બેઠકમાં રજૂ કર્યો, ત્યારે શ્રી તેલંગે એને વખોડી કાઢ્યો હતો અને કહ્યું હતું કે વર્તમાન કાયદો અને આ ખરડો એ બેની જ વચ્ચે મારે પસંદગી કરવાની હોય, તો હું વર્તમાન કાયદાને જ પસંદગી આપું. જ્યારે મિ. નેઇલરે એના વખાણ કરતાં એમ કહ્યું હતું કે, મુંબઈના નાગરિકોને એનાથી સુધરાઈના ખર્ચ પર પૂરેપૂરો શક્ય કાબૂ મળશે અને સુધરાઈની કાર્યક્ષમતા વધારમાં વધારે શક્ય કક્ષાએ પહોંચશે!

* લેજિસ્લેટિવ કાઉન્સિલ

ચર્ચાને અંતે ખરડો એક પ્રવરસમિતિને સોંપવામાં આવ્યો હતો એ સમિતિ ગવર્નરની કારોબારીના સભ્ય સર મૅક્સવેલ મેલવિને, સરકારના ઍડ્વોકેટ જનરલ મિ. મૅક્ફર્સન, શ્રી તેલંગ, શ્રી ફીરોઝશાહ અને કાજી શાહબુદ્દીનની બનેલી હતી સમિતિના અમલદારી સભ્યોને મુંબઈની સુધરાઈના કામકાજનો પ્રથમ અનુભવ નહોતો પણ એમને એમના પૂર્વગ્રહો હતા એટલે એ છોડાવીને એમની પાસે પોતાનું લોકમાન્ય દૃષ્ટિબિંદુ સ્વીકારાવતાં ફીરોઝશાહને યુક્તિ, ધીરજ અને શક્તિ દાખવીને કામ લેવું પડ્યું હતું સુધરાઈના કાયદાની બાબતમાં એમનો મોટો સિદ્ધાંત એ હતો કે સુધરાઈની છેવટની સત્તા સુધરાઈના હાથમાં રહે કમિશનરના હાથમાં નહિ અને છતાં કમિશનરને વહીવટી કામમાં પૂરતું સ્વાતંત્ર્ય રહે, અને વહીવટની જવાબદારી એની રહે મૂળ ખરડામાં આથી ઊલટું હતું કાર્યક્ષમતાને નામે કમિશનરને એવી બધી સત્તાઓ હતી કે સુધરાઈ એની આગળ પાંગળી થઈ જતી હતી ઉપર્યુક્ત પ્રવરસમિતિએ મૂળ ખરડામાં બીજા પણ અગત્યના ઉદાર ફેરફારો કર્યા હતા, જેની વિગતમાં ઊતરવાની અત્રે જરૂર નથી એમ છતાં કેટલીક બાબતોમાં હજી મનાગપણું રહી ગયું હતું આથી કૉર્પોરેશને એક નવી અરજી કરી પોતાના વિચારોનું દબાણ કર્યું હતું

૭મી માર્ચ ૧૮૮૮ને રોજ જ્યારે એ ખરડો ત્રીજા વાચન માટે ધારાસભામાં રજૂ થયો હતો ત્યારે ફરી ઉગ્ર લડાઈ જામી હતી અને પ્રવરસમિતિએ [illegible] ઘણાખરા સુધારા માન્ય થયા હતા

શ્રી ફીરોઝશાહે પોતે જીવનભર મુંબઈ નગરીની સુધરાઈની સેવામાં અને ઉક્ત કાયદાના અમલમાં ઉચ્ચ ભાવનાથી કામ કરીને એ સુધરાઈની અને શહેરની ખ્યાતિમાં વધારો કર્યો છે, એની કોણ ના પાડી શકે એમ છે?

બહારગામ ઊપડે, ત્યારે એમના રસાલામાં ઘણી વાર એક હજામને લેવાનુ પણ ભૂલતા નહિ!

એમના જમાનાના પ્રખ્યાત પુરુષો અને જાહેર સેવકો પર સરકારની આંખ રહેતી — એમને સર ક્યારે કરી દેવા, અથવા સરકારી ક્યારે બનાવી લેવા, એ દૃષ્ટિએ! ઈ સ ૧૮૮૮મા ન્યાયમૂર્તિ નાનાભાઈ હરિદાસ દેહનોક પામ્યા, ત્યારે એમની જગાએ ફીરોઝશાહને નીમવામા આવશે એવી વાત ઊપડી હતી મિ તેલગને એ પદ અપાયા પછી કેટલોક વખત થઈ ગયો ત્યારે લૉર્ડ રીએ મિ એચ એ વાડિયાને કહેલુ કે, તેલગને એ પદે નીમવાની સૂચના કાઈ પણ કારણે હિંદી વજીર અવમાન્ય કરે, તો મારો વિચાર મિ ફીરોઝશાહનું નામ સૂચવવાનો હતો, પણ ફીરોઝશાહ એ સ્વીકારત કે કેમ એને વિષે મને શકા હતી!

લૉર્ડ રીની એ શકા ખોટી નહોતી બૅરિસ્ટર થઈને હિંદની ભૂમિ પર પગ મૂક્યો ત્યાર પછી થોડા વખતમા આવેલી સરકારી નોકરીની લાલચને એમણે જે મરણોત્તર ઠોકર મારી હતી, એ તો સવિશેષ મજબૂત થતા હતા એમને ધધામા સફળતા મળી હતી, અને જાહેર જીવનમા આગેવાની મળી હતી એથી કાઈ એમના સ્વતત્ર સ્વભાવમા ફેરફાર પડ્યો નહોતો એમના સાથીઓ પૈકી તૈયબજી, રાનડે અને ચદાવરકર એક પછી એક સરકારી નોકરી સ્વીકારી ન્યાયમૂર્તિઓ બન્યા હતા અને જાહેર જીવનમા ક્રમે ક્રમે ઓછો ભાગ લેતા થઈ ગયા હતા

## ૧૧
# છાપાનું સાહસ, ક્રૉફર્ડ-તપાસ

૧૮૮૮ની સાલમાં ફીરોઝશાહે 'ઍડ્વોકેટ ઑફ ઇંડિયા' નામના મુમ્બઈના એક અંગ્રેજી છાપાને પ્રખ્યાત પત્રકાર મિ. જહાંગીર મુર્ઝબાન જોડે ભાગીદારીમાં ખરીદી લીધુ હતુ ઇલ્બર્ટ ખરડાને લીધે દેશમાં જાગૃતિ આવી ત્યારથી તૈયબજી, તેલંગ અને ફીરોઝશાહ રાજવહીવટની દરેકે દરેક શાખામાં સુધારો કરાવવા ખાઈખપૂચીને મંડ્યા રહ્યા હતા 'ધી ટાઇમ્સ ઑફ ઇંડિયા', 'ધી બૉમ્બે ગૅઝેટ' અને 'ધી ઍડ્વોકેટ ઑફ ઇન્ડિયા' એ ત્રણ અંગ્રેજી છાપાં મુમ્બઈમાં ચાલતાં એમાંથી 'ટાઇમ્સ' સામાન્ય રીતે હિંદવિરોધી હતુ, 'બૉમ્બે ગૅઝેટ' હિંદ અને હિંદીઓ તરફ મુકાબલે સહાનુભૂતિ ધરાવતું હતુ, અને 'ઍડ્વોકેટ ઑફ ઇન્ડિયા' જે એ વખતે ડૉ. બ્લેનીના હાથમા હતુ, એ મરવા પડેલુ હતુ આવી સ્થિતિમા હિંદી દૃષ્ટિબિંદુ પૂર્ણપણે રજૂ કરે એવા એક અંગ્રેજી છાપાની જરૂર હતી. એટલે એ પૂરી પાડવા ડૉ બ્લેની પાસેથી એમણે ઉપર્યુક્ત રીતે ભાગમા 'ઍડ્વોકેટ ઑફ ઇન્ડિયા' હાથ કર્યું હતુ એ ભાગીદારી એકાદ વર્ષથી વધારે ચાલુ રહી નહિ એમણે સારા સારા લેખકોનુ એક જૂથ એને માટે એકઠું કર્યું હતુ અને મિ દીનશા વાચ્છા વગેરે જાહેર પુરુષોની કલમો એમા ઝળકતી હતી પત્રની નવી નીતિ દર્શાવતા અગ્રલેખમા શ્રી ફીરોઝશાહે એવા અર્થનુ લખ્યુ છે કે, બધા અંગ્રેજો 'આપણા શત્રુ વા જુલમગાર છે, અથવા તો બધા હિંદીઓ સરકારના દુશ્મન અને રાજદ્રોહીઓ છે, એ બેમાની એકે વાત અમે માની લેવાના નથી જે કોઈ પોતે કેવો છે એ સાબિત કરી આપશે, ત્યારે જ તે એવો છે, એમ અમે માનીશું'

## ૧૦

# ધંધાદારી સફળતા

શ્રી ફીરોઝશાહના જાહેરજીવનની કથા છોડી જરા એમની વધતી જતી વકીલાત અને ધંધાદારી સફળતાનું અવલોકન કરી લઈએ.

૧૮૮૭ની વાત છે. ભરૂચના એક સમાનિત ગૃહસ્થ શેઠ એદલજી મંચેરજી પર સુધરાઈની જમાત અંગે વિશ્વાસભંગનો કેસ થયો હતો અને એમના બચાવના ધારાશાસ્ત્રીઓ તરીકે મિ. ઝાર્ડિન અને ફીરોઝશાહને રોકવામાં આવ્યા હતા. આરોપીની સામાજિક પ્રતિષ્ઠાને કારણે આ મુકદ્દમાએ લોકોનું બહુ ધ્યાન ખેંચ્યું હોવાથી, છેવટે જ્યારે આરોપીને કોર્ટે નિર્દોષ જાહેર કર્યો, ત્યારે વાતાવરણ એવું ઉત્સાહિત થઈ ગયું હતું કે ભરૂચના એમના પ્રશંસકોએ આ વિજયી વકીલોને વાજાં, ફૂલહાર વગેરેથી નવાજ્યા હતા!

બીજો એક પ્રખ્યાત કેસ જેમાં ફીરોઝશાહને રોકવામાં આવ્યા હતા એ ખંભાત-તપાસના નામથી ઓળખાય છે. એ પણ ૧૮૭૭માં થયેલો. એમાં આરોપી ખેડાના તત્કાલીન કલેક્ટર મિ. વિ. અને દીવાન સાહેબની પુત્રીની આબરૂ પર હાથ નાખવાનો પ્રયત્ન કર્યો કહેવાતો હતો. ફરિયાદી અને આરોપી બંને મોટા માણસો હોવાથી વાત ચગડોળે ચડી હતી અને જનતા મુકદ્દમામાં અસાધારણ રસ લેતી થઈ હતી. તેથી ગોરી સરકારે આરોપીની તપાસ કરવા બે જાણીતા અમલદારોની તપાસ સમિતિ નીમી હતી અને એની કચેરી અમદાવાદમાં ભરાણી હતી. આરોપી તરફથી એ જમાનાના સૌથી પ્રખ્યાત ગણાતા મહારથી વકીલ મિ. ઇન્વેરારિટીને રોકવામાં આવ્યા હતા, જ્યારે ફરિયાદી તરફથી શ્રી ફીરોઝશાહ ઊભા રહ્યા હતા. લાંબી તપાસને અંતે આરોપીને ગુનેગાર જાહેર કરવામાં

આવ્યો હતો અને પહેલી સાક્ષીની સભાળભરી તપાસને અંતે બોર્ડ ગીની સરકાર પણ એમા સમત થઈ હતી. જોકે મિ. વિલ્સને અપીલ કરી અને સાથે સાથે નોકરીનુ રાજીનામુ આપી દીધુ, ત્યારે પાછળથી હિંદી વજીરે રાજીનામુ સ્વીકારી લઈને તેમના ઉપરના આરોપમાથી એમને મુક્ત જાહેર કર્યા હતા !

મિ જેમ્સ ગોર્ડન બેનેટ નામના એક પ્રખ્યાત અમેરિકન —ન્યૂયોર્ક હેરાલ્ડના માલિક—જે જગતની મુસાફરી કરતાં કરતા એ વખતે હિંદમા આવી ચડયા હતા અને કુતૂહલના પ્રેર્યા 'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના ખાસ રિપોર્ટર જોડે બેસીને એ કેસ સાભળવા ઉક્ત તપાસ-સમિતિની બેઠકમા હાજર હતા, એમણે કહ્યુ છે 'હુ હિંદની ભવ્ય મુસાફરીએ આવ્યો છુ, અને ઘણા રસમય અનુભવો કરવાની આશા રાખુ છુ પરતુ એ પારસી ધારાશાસ્ત્રી જેણે એક લુચ્ચા સાક્ષીને ફાટો કાઢવાના સફની અદાથી આબળી નાખ્યો, એ અજબ આખ ઉઘાડનારા અનુભવને બીજો કોઈ અનુભવ આભી શકશે કે કેમ એની મને શકા છે'

આમ અત્યાર સુધીમા ફીરોઝશાહ વકીલાતના ધધામા સારી રીતે જામી ગયા હતા, અને એમના ધધામા પહેલી હરોળના પુરુષ બની ગયા હતા ગુજરાત અને કાઠિયાવાડ ગવે એમને વકીલ તરીકે રોકવાની માગ લગભગ અવિરત હતી એમનો દેખાવ જોનાર પર રુઆબ પાડે એવો ભવ્ય હતો એમની રીતભાત ખાનદાન અને અદ્યતન હતી અને એમનો પોશાક એક સુસસ્કૃત શોખીન પુરુષ જેવો હતો. એમની તીવ્ર બુદ્ધિ, સામાને ગભરાવી મકે એવી ઉગ્ર ઊલટતપાસ, દલીલબાજીનુ જોર, હિંમત અને હોશિયારી એવા હતા કે, રાજકારણ અને જાહેર ક્ષેત્રની જેમ ધધાના ક્ષેત્રમા પણ તે પહેલી હરોળમા જ મુકાય એમના શોખીન જીવન સબધી ઉલ્લેખ કરતા એમના ચરિત્રકાર ભાઈ મોદીએ લખ્યુ છે કે, તેઓ ધધાને અર્થે

આ લખાણુ બતાવે છે કે હિંદી જાગૃતિને પરિણામે અગ્રેજો અને હિંદીઓ એક બીજાને કેવા માનતા થવા લાગ્યા હતા!

૧૮૮૯મા આ છાપા સાથેની ભાગીદારી એમણે છોડી દીધી એ વર્ષમા, અગાઉ મુબઈની સુધરાઈના કમિશનર તરીકે નામચીન થઈ ગયેલા મિ ક્રૉફર્ડ વિષે લૉર્ડ રીની સરકારે એક તપાસસમિતિ નીમી હતી એ બિરાદર એ વખતે ઇલાકાના એક વિભાગના કમિશનરના જવાબદાર પદે પહોચી ગયા હતા એમની મિશનર તરીકેની કારકિર્દી લાચરુશવત અને એવી બદીઓના આક્ષેપોથી ખરાબ થયેલી હતી પણ આઈ સી એસ હોવાથી, ગોરા હોવાથી અને એમની બીજી લાગવગોને કારણે તેમ જ જબરા પક્ષકારોને કારણે એમની વિરુદ્ધની ફરિયાદો માટે તપાસ કરવાનો હુકમ આપતા લૉર્ડ રીની સરકારને મુશ્કેલીઓ પડી હતી પણ લૉર્ડ રીએ છેવટે તપાસસમિતિ નીમવાનો હુકમ આપ્યો હતો સમિતિએ એમને દોષિત જાહેર કર્યા હતા અને એથી 'સીધી સ્વર્ગમાથી ઊતરી આવેલ' (હેવનબૉર્ન) ગણાતી આઈ સી એસ લોકોની મડળીમા અસાધારણ ફફડાટ થયો હતો ગોરાઓ લૉર્ડ રી પર છેડાઈ પડયા હતા અને શકય એટલી રીતે એમને ઉતારી પાડવા ફરતા હતા

એવામા ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ મિ ઓમોનીએ આ તપાસ વિષે લખેલી એક ગુપ્ત નોધ તપાસસમિતિના અહેવાલમા પ્રગટ થવા પામી એમા એવો આક્ષેપ હતો મિ ક્રૉફર્ડની આર્થિક વ્યવસ્થાઓ વિષે સારી રીતે માહિતગાર એવી પારસી કોમે આ તપાસસમિતિના કામકાજમા જોઈતો સહકાર આપ્યો ન હતો!

આ બદનક્ષીભર્યા કથનની સામે પારસી કોમ ખળભળી ઊઠી હતી અગ્રેજોને તો એ જોઈતું જ હતું લૉર્ડ રીને ખોટા દેખાડવામા પારસીઓ પણ ભળે એ તેમને તો ગમે જ, પણ ફીરોજશાહ એમની આ મેલી રમત પામી ગયા એટલે એમણે પોતાની બધી શક્તિઓ લૉર્ડ રીને જાહેર રીતે વખોડવામા પારસીઓ ન ભળે એ મામલા

લગાડી તેમની સલાહથી પારસીઓ તરફથી સર દીનશા પિટિટને હાથે લૉર્ડ રી પર પોતાની ફરિયાદ રજૂ કરતો પત્ર મોકલવામા આવ્યો લૉર્ડ રીએ એમનુ કથન સાભળીને તરત પોતાનો ઇન્કાર પ્રગટ કર્યો કે, મિ ઓમોનીના કથનને એમની સરકાર સાચુ માનતી નથી

એમ છતા, કેટલાક ગરમ મિજાજના પારસીઓ જાહેર સભા ભરવાના અને જાહેરમાં વાતનું વતેસર કરવાના પોતાના વિચારમા મક્કમ રહ્યા હતા અને એમણે પારસી છાપામા ફીરોઝશાહ સામે બહુ હાવ ઉઠાવ્યો હતો જવાબમા ૧૭મી ઑગસ્ટ, ૧૮૮૯ના 'ઍડ્વોકેટ ઑફ ઇન્ડિયા'ના અકમા ફીરોઝશાહને એક લાબો લેખ લખવો પડયો હતો એમા એમણે જણાવ્યુ કે, લૉર્ડ રીએ કરેલા ઇન્કારથી ઉક્ત કથનને ખોટુ ઠરાવવાનો અર્થ સરી ગયો છે તો પછી સભાઓ ભરીને કોઈને આપણે વિષે ગેરસમજૂતી ફેલાવવાની તક મળે એવા ભાષણો કરવા-કરાવવા, એ બિલકુલ નિરર્થક છે

આ તબક્કે ૧૮૯૦ સુધીની ફીરોઝશાહની કેળવણી વિષયક પ્રવૃત્તિઓનુ સિંહાવલોકન કરી લેવુ ઠીક પડશે ૧૮૬૮મા સર ઍલેક્ઝાંડર ગ્રાટની ભલામણથી એ મુબઈની યુનિવર્સિટીના અધ્યેતા (ફેલો) નિમાયા હતા, પરતુ કેટલાક વર્ષો સુધી નિયામક સભાની વિચારણાઓમા એમણે કશો ખાસ રસ લીધો નહોતો જાહેર જીવનના બીજા ક્ષેત્રોમા પ્રસિદ્ધ થયા ત્યાર પછી એમણે યુનિવર્સિટીના કામકાજેમા આગળ પડતો ભાગ લેવા માડયો ભાષા તરીકે ફ્રેન્ચને યુનિવર્સિટીના અભ્યાસક્રમમા સ્થાન આપવુ કે નહિ એની ચર્ચા થયેલી તેમા એમણે ભાગ લીધો હતો અને ફ્રેન્ચને એ સ્થાન આપવાની મિ જાર્ડિનની દરખાસ્તને ટેકા આપતા કહ્યુ હતુ કે, અગ્રેજી ભાષાનુ સાહિત્ય ઉચ્ચ પ્રકારનુ હોય એથી બીજી કોઈ આધુનિક ભાષા ભણવાની કોઈને સગવડ ન કરી આપવી, એ દલીલમા શુ વજૂદ છે?

બીજો પ્રસંગ મેટ્રિકથી કૉલેજમાં પ્રવેશનું ધોરણ કેવું રાખવું એ સવાલ યુનિવર્સિટી સમક્ષ આવ્યો ત્યારે ઉપસ્થિત થયેલો ફીરોઝશાહે એ વખતે નિયામક સભા (સેનેટ) જોગા પોતાના ભાષણમાં એમ કહેલું કે વિદ્યાર્થીઓ માટે મેટ્રિકને બદલે પ્રિવિયસનું ધોરણ કરવું બરાબર છે, પરંતુ વિદ્યાર્થિનીઓને માટે ઉત્તેજન દાખલ મેટ્રિકનું ધોરણ ચાલુ રાખવું જોઈએ આ એમના સુધારાને પક્ષપાતી ગણી, સભાએ નામંજૂર કરેલો એમ જણાય છે

કેળવણીના પ્રશ્નમાં ફીરોઝશાહ બીજી અનેક રીતે રસ લેતા ૧૮૮૬ના એપ્રિલમાં ગ્રેજ્યુએટોનું મંડળ સ્થપાયું એના એ એક સંવર્ધક પુરુષ હતા એની સ્થાપનાને બેએક વર્ષ વીત્યાં ત્યાર પછી ફીરોઝશાહ પોતે એના પ્રમુખ નિમાયેલા અને વર્ષો સુધી પ્રમુખ રહેલા એ મંડળે નિયામક સભામાં પોતાનો પ્રતિનિધિ મોકલવાનો હક મેળવવામાં અને યુનિવર્સિટીની સુધારણા વગેરે તત્કાલીન પ્રશ્નોમાં રસપૂર્વક ભાગ લીધેલો

૧૮૮૮માં ફીરોઝશાહને મુંબઈ યુનિવર્સિટીના 'આર્ટ્સ' વિભાગના 'ડીન' અર્થાત્ સરનશીન ચૂંટણીમાં આવ્યા હતા એમની સામે ઊભા રહેલા મિ જેમ્સ જાર્ડિનની હાર થવાથી ઝુનીક કડવાશ ઊભી થઈ હતી અને જાર્ડિનના પક્ષકારોએ પારસીઓ પર આક્ષેપો પણ કર્યા હતા

# ૧૨
# મહાસભાની આગેવાની

ઈ. સ. ૧૮૮૫મા મુબઈમા સ્થપાયેલી હિંદી રાષ્ટ્રીય મહાસભા ઝપાટાબંધ પ્રગતિ કરતી હતી ૧૮૮૫મા એમા આવેલા પ્રતિનિધિઓની સખ્યા ૭૨ હતી, તે બીજે વર્ષે વધીને ૪૧૨ની થઈ હતી, અને એમ વર્ષે વર્ષે વધતી જતી હતી. આ ઉપરાત મિ હ્યૂમે દરેક શહેર અને જિલ્લામા એનુ પ્રચારકાર્ય શરૂ કર્યું હતુ. તેથી સત્તાવાળાઓમાં મહાસભાની વિરુદ્ધ દુશ્મનાવટની લાગણી ઊભી થઈ હતી, અને વાઇસરૉય લૉર્ડ ડફરિન કે જેમના આશીર્વાદ લઈને મહાસભા મુબઈમાં સ્થપાઈ હતી, તે જ હવે વિરોધના સૂર કાઢતા હતા।

૧૮૮૮ મા અલ્લાહાબાદ મુકામે મહાસભા મળી, ત્યારે સ્વાગત-સમિતિને મહાસભાની બેઠક માટે સ્થળ મેળવવાના વાધા પડ્યા હતા. એક દેશપ્રેમી ઉદારાત્માએ પોતાની ખાનગી ઇમારત અને એની વિશાળ જમીનો વાપરવાનુ આમત્રણ આપ્યુ, ત્યારે જ સ્વાગત-સમિતિની આ પ્રાથમિક મુશ્કેલી દૂર થઈ હતી।

ફીરોઝશાહે આ મહાસભામા પ્રમુખની દરખાસ્ત રજૂ કરીને ભાગ લીધો હતો ત્યાર પછી એમણે જાહેર નોકરીઓ બાબતના ઠરાવની તરફેણમા અસરકારક શબ્દો ઉચ્ચાર્યા હતા ૧૮૮૮ ના જાન્યુઆરીમા એમને જાહેર નોકરીઓ અગેના કમિશન સમક્ષ સાક્ષી આપવા બોલાવવામા આવ્યા હતા, એ વાત આગળ આવી ગઈ છે.

આ કમિશને કરેલી ભલામણોમા દર્શાવેલી છૂટછાટોની કદર કરવા છતા ઇગ્લડ અને હિંદમા એકીસાથે પ્રાવેશિક પરીક્ષાઓ ન

લેવાય ત્યાં સુધી હિંદીઓને કદી ન્યાય થવાનો નથી, એવા અર્થનો ઠરાવ મહાસભા સમક્ષ મિ. માર્ટીની નોર્ટને રજૂ કર્યો હતો અને ફીરોઝશાહે એને ટેકો આપ્યો હતો.

એ ટેકો આપતાં એમણે રાજકીય તેમ જ આર્થિક આવશ્યકતાઓને કારણે પણ દેશના સંતાનોને ઉચ્ચ નોકરીઓમાં વધારે પ્રમાણમાં સ્થાન આપવાની જરૂર વિષે વિવેચન કર્યું હતું.

તેમણે કહ્યું હતું કે 'હિંદમાંનું બ્રિટિશ શાસન કયા સિદ્ધાંતો પર ચલાવવું જોઈએ એ નક્કી કરતી વેળા એ જમાનાના ઇંગ્લંડના મર્યાદાર રાજપુરુષોએ સ્પષ્ટપણે સ્વીકાર્યું હતું કે, પૂર્વની પ્રજાઓ માટે પણ નિરંકુશ આપખુદ શાસન એ વહેવારુ રાજકારણ નથી. સૌથી વધુ પરગજુ અને અને પિતૃત્વભર્યા એકહથ્થુ રાજ્યને પણ પોતાના શાસિત પ્રદેશમાં સ્થિર અને કાયમી થવું હોય તો તેણે પોતાના મૂળ એ દેશની જનતામાં નાખવાં પડશે.'

અલ્લાહાબાદ મહાસભા સમક્ષ આવેલો બીજો ઠરાવ જેમાં ફીરોઝશાહે ભાગ લીધેલો, એ હથિયારબંધીના કાયદાને લગતો હતો. મહાસભામાં એ ઠરાવ લગભગ દર વર્ષે આવતો અને પસાર થતો.

શ્રી તેલંગ અને નૂલકરે દર વર્ષની જેમ એ વખતે પણ એની સામે વાંધો ઉઠાવ્યો હતો. એમનું કહેવું એમ હતું કે, ઠરાવ કેવળ ભાવનાવશતાને કારણે રજૂ કરાય છે ને કરાયો છે. લોકો છૂટથી હથિયારો રાખતા થશે તો ઊલટા ગુના વધશે. દર વર્ષની જેમ ફીરોઝશાહે અને પછી સુરેન્દ્રનાથે વળતા જવાબો આપ્યા અને શ્રોતાઓને પોતાના વાક્પ્રવાહથી અને દલીલોથી જીતી લીધા. ફીરોઝશાહે જણાવ્યું કે, "એક આખા રાષ્ટ્રને તમે નામર્દ નહિ કરી શકો અને તમારે નામર્દ ન જ કરવું જોઈએ. એક વાર જો એમ કરી પાડ્યો, તો પછી એને એ મર્દાનગી અને શક્તિ પાછી મેળવતાં ઘણો લાંબો સમય જશે. ઇંગ્લંડના રાજા જેમ્સ બીજાએ પોતાના પર આફત આવી, ત્યારે મેડફર્ડના ઢમુકની મદદ માગી

તો પણ એ કમ્યુનના દીકરાને એ ગમતઅ મરાવી નાખેલો જીવાયા એને જવાબ વાળ્યો કે, 'મારે એક દીકરો હતો જેને હું તમારી મદદ આજે મોકલી શકત પણ અત્યારે મારી પાસે એ નથી!' એ જ પ્રમાણે ઇંગ્લંડને જ્યારે હિંદની મદદની જરૂર પડશે, ત્યારે આ રાજ્યશાહીને કારણે હિંદ એવો જ જવાબ આપવા પ્રેરાશે!"

ત્યાર પછીની મહાસભા મુંબઈમાં મળી. પ્રમુખસ્થાને સર વિલિયમ વેડરબર્ન નામના હિંદના મદદગાર એવા એક અંગ્રેજ બિરાદર ચૂંટાયા હતા. આ વખતે સ્વાગત પ્રમુખનું કામ ફીરોઝશાહને માથે આવ્યું હતું. મુંબઈમાં અત્યાર સુધીમાં એમની ખ્યાતિ એટલી બધી વ્યાપી ચૂકી હતી કે, એ પદ બીજા કોઈને અપાય જ નહિ. મુંબઈમાં એ લગભગ સર્વમુખત્યાર જેવા હતા અને મુંબઈના રાજકીય જીવનમાં પણ એમનું વર્ચસ્વ એટલું જ મજબૂત હતું. આ ૧૮૮૯ની સાલ હતી. અને મહાસભાના પ્રતિનિધિઓની સંખ્યા પણ ૧૮૮૯ની જ હતી! બ્રૅડલો નામના ઇંગ્લંડના એક સમર્થ વિચારક અને પાર્લમેન્ટના સભ્યે એ બેઠકમાં ખાસ હાજરી આપી હતી. હિંદી ધારાસભાઓમાં સુધારાના ફેરફારોને લગતો એક ખરડો એમણે પાર્લમેન્ટમાં રજૂ કરેલો હતો. અને એ બાબત હિંદમાં લોકનેતાઓને અને બીજાઓને એ મળી લેવા માગતા હતા.

૧૮૯૦માં કલકત્તા ખાતે ભરેલી મહાસભામાં ફીરોઝશાહ પ્રમુખપદે હતા. તે જમાનામાં કેટલાક પારસીઓમાં કોમવાદનું વલણ હતું, અને તેઓ ફીરોઝશાહ વિષે એવો પ્રચાર કરતા કે, ફીરોઝશાહ પોતાના ધર્મબંધુઓને છોડી, બીજાને અને રાષ્ટ્રને પોતાના કહેતા ફરે છે! કલકત્તા મહાસભાના પ્રમુખપદેથી આવા કોમવાદીઓને જવાબ આપતાં એમણે જણાવ્યું હતું કે, —

"પોતાને જન્મ આપનાર ભૂમિને માણસ જેટલો વધારે વળગેલો રહે, માબાપના સગાંઓ જોડે બંધાયેલાં સંબંધોથી અને પ્રેમના

વ્યવહારથી વધારે મુકતાયેલો રહે દેશની સર્વ કોમોની બંધુતાનો જેટલો વધારે સ્વીકાર કરે, એટલો એ મારે મન વધારે સારો અને સાચો પારસી, મુસલમાન અથવા હિંદુ છે '

હિંદુસ્તાનની જુદી જુદી કોમોમા ભેદભાવની વૃત્તિ ઉશ્કેરીને હિંદની અખંડતા અને તાકાતને છિન્નભિન્ન કરવાની પરદેશી સરકારની નીતિ જ હતી દાદાભાઈ નવરોજી અને ફીરોઝશાહના જમાનામા તેઓ પારસીઓને પરદેશી કહેવડાવવા મનાવવા અને બને તો લલચાવી પોતાની હદમા લેવા પ્રયત્ન કરતા હતા આનો જવાબ આપતા ફીરોઝશાહે પોતાના ભાષણમા ભારપૂર્વક જણાવ્યુ હતુ કે,

'આગ્લોજનો, સેક્સનો, નોર્મનો અને ડેન લોકો ઇંગ્લંડમા બાર સૈકાથી વસવાટ કરવાથી અગ્રેજ થઈ ગયા છે, અને ઇંગ્લંડ એમની માતૃભૂમિ થઈ ગઈ છે, તો અમે પારસીઓ હિંદમા (હવે) પરદેશી શાના? ભૂમિના જ સતાનો કેમ રીતે નહિ?' આમ કહીને એમણે શરૂઆતમા જ એમ કહ્યુ હતુ કે, તમે પ્રમુખપદ આપી મને જે માન આપ્યુ છે, એ માટે હુ સવિશેષપણે અને એક હિંદી તરીકે તમારો આભાર માનુ છુ

રાષ્ટ્રીય મહાસભા ઉપર અગ્રેજો તરફથી મુકાતા બિનવફાદારીના તહોમતનો જવાબ આપતા શ્રી ફીરોઝશાહે જણાવ્યુ કે,

'ઇંગ્લંડમા છે એવી પૂર્ણ વિકસિત લોકપ્રતિનિધિત્વવાળી સસ્થાઓ અમે એકી સપાટે નથી માગતા. ઇતિહાસના પાઠ અમે પણ ભણ્યા છીએ એવી સસ્થાઓ સ્થપાતા વખત જાય એ અમે જાણીએ છીએ પણ અમે એવુ માગ્યુ છે જ શુ? હજી તો પાચ સૈકાઓ પહેલા—સાઇમન ડી મોન્ટફર્ડના જમાના પહેલા—અગ્રેજો ભોગવતા એટલુ પણ અમે નથી માગ્યુ! રાજસત્તા ધરાવતી કઈ પ્રતિનિધિત્વવાળી સસ્થાઓ અમે માગી છે?

'ઇતિહાસના અને અનુભવના પાઠોની તો (આપણે નહિ પણ) આપણા સામાવાળિયાઓએ અવગણના કરી છે એ લોકો એવી દલીલ કરે છે કે એરિસ્ટોટલના આદર્શ રાજ્ય(યુટોપિયા)ના નાગરિકોને શોભાવતા બધા જ ગુણો અને લાયકાતો મેળવીને આપણી જનતા પૂરી તૈયાર ન થાય, ને પૃથ્વી પર સ્વર્ગ ન ઊતરે, ત્યા સુધી રાજકીય

સુધારાની કશી શરૂઆત જ ન કરી! ત્યાં સુધી આપણે રાહ જ જોઈને બેની રહેવું '

મહાસભાની માગણીઓ સમસ્ત જનતાની નથી, એના એક વિભાગ માત્રની, અથવા તો થોડા કેળવાયેલા બાબુઓની છે, એવા આક્ષેપ સંબંધી બોલતા એમણે કહ્યું કે,

> આખી જનતા કેળવાયેલી હોત, તો સલાહકાર ધારાસભાઓ વળી કોણ માગત? પૂરી પાર્લમેન્ટ જ ન માગત? . . . હું ફરી કહુ છુ કે, દેશના કેળવાયેલા અને પ્રબુદ્ધ લોકો પોતાને મળેલી કેળવણીની અમૂલ્ય બક્ષિસના આભારભારનું દેવુ વાળવા સમયસરની અને સુયોજનાભરી રાજનીતિ માગે છે, અને અનુગ્રહપણે દલીલો રજૂ કરીને માગે છે એ મહાસભાની કીર્તિની વાત છે! (તાળીઓ)

અંતમા 'જેકિલ અને હાઇડ'ના નાનકડા નવલનુ સ્મરણ કરાવીને એમણે એવા અર્થનું કહ્યું હતુ કે,

> 'માણસના સ્વભાવની બે બાજુઓ હોય છે એક ઉચ્ચતર અને બીજી નીચતર આજે હિંદી સમાજના 'હાઇડો'મા નીચતર વલણો કેટલીક વાર હોય અને નોકરશાહીને હિંદી જનતાના હિતોની અવગણના કરતી દેખાય તોપણ તે ઢાલની એક બાજુ જ છે. એથી કરીને તેઓ પોતાના સ્વભાવની ઉચ્ચતર ને ઉમદા બાજુ કાયમ માટે ગુમાવી બેસનાર નથી છેવટે એનો જ વિજય થવો જોઈએ '

## ૧૩

# બેતાજ બાદશાહ

મુંબઈના જાહેર જીવનમાં ફીરોઝશાહનું સ્થાન હવે લગભગ 'સરમુખત્યાર' જેવું થઈ ગયું હતું. આઈ પણ જાહેર કામમાં એમની આગેવાની રહેતી એટલું જ નહિ, એમને પૂછ્યા સિવાય કશું ભાગ્યે જ થતું. આ હકીકત જાહેર જીવન કરતાં કૉર્પોરેશનમાં વળી સવિશેષ પ્રમાણમાં સાચી હતી. કૉર્પોરેશન અને સરકાર વચ્ચે વારંવાર તકરારી પ્રશ્નો ઊભા થતા અને કડવી તકરારો પણ થતી. લૉર્ડ રીની નિવૃત્તિ પછી આવી તકરારો ફરી પાછી ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા લાગી હતી ને સંબંધો તંગતર થવા માંડ્યા હતા. આનું એક કારણ તો ૧૮૮૮નો કાયદો જ હતો. એ કાયદા અનુસાર મુંબઈ શહેરમાં અપાતી પ્રાથમિક કેળવણીનું ખર્ચ એ મુંબઈ સરકારની અને કૉર્પોરેશનની સંયુક્ત જવાબદારી લેખાઈ હતી પણ વિગતવાર ફાળવણીની કે પ્રમાણની એમાં સ્પષ્ટતા કરાઈ નહોતી. ૧૮૮૮ પૂર્વે મુંબઈ સરકાર પ્રાથમિક કેળવણી પાછળ નહિ જેવું ખર્ચ કરતી. ત્યાર પછી સ્થાનિક સંસ્થાઓનો વિકાસ કરવાની નીતિ અખત્યાર થતાં, મુંબઈ સરકારે એ ખાતે વિશેષ ખર્ચ કરવાનું નક્કી કર્યું ખરું, પણ ખર્ચની ફાળવણી કરવાની બાબતમાં દંડો ચલાવીને કૉર્પોરેશનના ખભા પર પોતાનો ભાર સેરવી દેવાનો પ્રયત્ન કરવા માંડ્યો. કૉર્પોરેશનમાં આથી આ પ્રશ્ન પરત્વે ચર્ચાઓ, ને લંબાણ લખાપટ્ટીઓ થવા માંડી. કૉર્પોરેશનનું દૃષ્ટિબિંદુ રજૂ કરવાનું કામ મુખ્યત્વે ફીરોઝશાહ ઉપર જ હતું.

બીજો એક પ્રશ્ન ચેપી રોગોની હૉસ્પિટલના ફંડનો હતો. સરકાર આનું આખું ખર્ચ કૉર્પોરેશને ઉપાડવું જોઈએ એવું માનતી અને

પડચ્છતી હતી આ બાબત ફીરોઝશાહે કોર્પોરેશનમા અસરકારક ભાષણુ કર્યું હતુ, પણ સત્તા આગળ શાણપણ નકામુ એ ન્યાયે સરકાર ધોકાશાહી કરીને પોતાનુ ધાર્યું કરાવી ગઈ હતી

પોલીસખર્ચ, એક્ઝિક્યૂટિવ એન્જિનિયરની નિમણૂક, યુનિવર્સિટીને અપાતી મદદ પર સરકારે મૂકેલો કાપ, અને એવા બીજા તત્કાલીન મહત્ત્વના પ્રશ્નો પર કોર્પોરેશનમા અનત ચર્ચાઓના અખાડા ચાલેલા છે એ બધામા ફીરોઝશાહે ભજવેલો ભાગ એટલુ પુરવાર કરે છે કે, એ કોર્પોરેશનના પ્રાણ સમાન હતા

એ સામા પડયા હોય ને છતા પસાર થવાની આશા સેવાતી હોય એવી કોઈ દરખાસ્ત ભાગ્યે જ જોવામા આવતી સુધરાઈના કમિશનરો પણ એમની સામે પડતા પહેલા બાર વાર વિચાર કરતા ને જ્યારે એમનો ટેકો હોય ત્યારે અપૂર્વ સતોષ અને સુખ અનુભવતા આ નૈતિક સત્તા કોઈ પણ માણસ મગરૂર થઈ શકે એવી હતી કોઈ પણ નાના માણસને એ મળી હોત, તો એણે એનો દુરુપયોગ કરવામા બાકી ન રાખી હોત પરતુ ફીરોઝશાહે એનો ક્યારેય દુરુપયોગ કર્યો હતો એમ કોઈ કહી શકે એમ નથી સરકાર જોડે એ સતત લડતા પણ જેને એ અમુકના હકની બાબત માનતા, એ બાબત એ કદી દુરાગ્રહ રાખતા નહિ સુધરાઈના સરકાર-નિયુક્ત કમિશનરને પણ કોર્પોરેશનની સભામા કોઈ ગાળ ભાંડે તે એ કદી સહન કરતા નહિ કોર્પોરેશનની સત્તાઓ પર કોઈ ઘા કરે, વા કોઈ એને સહેજ પણ પચાવી પાડવા જાય, એ જેમ એ જરા પણ સાંખી શકતા નહિ એવી જ રીતે કોર્પોરેશનના અમલદારોનું માન અને સ્થાન સચવાઈ રહે એની એ હમેશા કાળજી રાખતા આથી કોર્પોરેશન તરફ સામાન્ય રીતે ધિક્કારનુ વલણ સેવતા અમલદારો પણ એમના તરફ માનની નજરે જોતા

૧૮૯૨મા શ્રી દાદાભાઈ નવરોજી ઇંગ્લડની પાર્લમેન્ટની ચૂટણીમા ફાવ્યા, ને પાર્લમેન્ટના સભ્ય ચૂટાયા હિંદીઓને મન એ એક અપૂર્વ

ફેલાઈ હતી માર્કિવસ ઑફ સૅલિસબરીએ દાદાભાઈને ચૂંટણી વખતે એક 'નાનકડા કાળા માણસ' તરીકે વર્ણવી ફિન્સબરી પરગણાના લોકોમાં એમને નહિ ચૂંટવાની ખાસ ઉશ્કેરણી કરેલી છતાં એ ચૂંટાયેલા — ઘણુંખરું એક વધુ મતથી — એથી હિંદીઓમાં ખાસ ખુશાલી પ્રવર્તેલી એ પ્રદર્શિત કરવા ૨૩મી જુલાઈને રોજ સર દીનશા પિટિટના પ્રમુખપણા નીચે મુંબઈ પ્રેસિડન્સી એસોસિયેશન તરફથી એક મોટી જાહેર સભા યોજાઈ હતી એમાં મુખ્ય ઠરાવ રજૂ કરતાં ફીરોઝશાહે એક રસપ્રદ ભાષણ કરેલું એમણે એમાં દાદાભાઈની લડતને એમની સપ્તવર્ષી લડાઈ* તરીકે ઓળખાવેલી અને જણાવેલું કે એની શરૂઆત આ જ એસોસિયેશનના ખોળામાં ૧૮૮૫માં શરૂ કરવામાં આવી હતી, જ્યારે પહેલી વાર આપણા હક્કોની લડત ઇંગ્લંડમાં પહોંચાડવાનો નિર્ણય કરાયો હતો

૧૮૯૩ના ડિસેમ્બરમાં શ્રી દાદાભાઈ જ્યારે દેશમાં પધાર્યાં, ત્યારે મુંબઈમાં એમનું જે ભવ્ય સરઘસ નીકળેલું, એ વિશે ત્યાંની જમશેદજી સ્વાગત-સભામાં ભાષણ આપતાં, અને પાછળથી પૂનામાં શ્રી ટિળક (એ વખતે એ હજી લોકમાન્ય નહોતા થયા) અને એમના મિત્રોએ દાદાભાઈનું સ્વાગત કરવા જે સભા ભરેલી એમાં, ફીરોઝશાહે ખાસ ભારપૂર્વક જણાવ્યું હતું કે, આમ જનતાએ આ દેખાવો ને સભાઓમાં જે અપૂર્વ હાજરી આપી છે એ બતાવે છે કે, હિંદ હવે રાજકીય રીતે પુષ્કળ જાગ્રત થયું છે ગોરા કાપા અને ટીકાખોરો કહેતા કે, સાતમે ગાઉ પર આવેલી પાર્લમેન્ટમાં એક હિંદી ચૂંટાયું કે ન ચૂંટાયું, ઊડ્યું કે ના ઊડ્યું એની હિંદના ગામડાંના લોકોને તો કશી ખબર જ નથી કે કશી પડી જ નથી, એનો એમાં સચોટ જવાબ હતો

---

* ઇતિહાસના એ વર્ષોમાં સાત વરસ સુધી ચાલેલી પ્રખ્યાત લડાઈનો અહીં ઉલ્લેખ છે

૧૮૯૨ના ઑક્ટોબરમા પૂનામા ફીરોઝશાહના પ્રમુખપદ નીચે મુંબઈ પ્રાંતિક પરિષદ મળી હતી એ અરસામા પાર્લમેન્ટ આગળ આવેલ, ધારામંડળોને લગતા સુધારાના ખરડા તરફ લોકોનુ ધ્યાન ઠીક ઠીક ખેંચાયેલુ હતુ લી વૉર્નર નામના એક અંગ્રેજે પોતાના ભાષણમા એનો વિરોધ કર્યો હતો અને રાજકીય સુધારા કરતા હિંદમા તો સામાજિક અને નૈતિક સુધારાઓ પર જ પ્રથમ ધ્યાન આપવાની જરૂર છે, એવા નોકરશાહીના ગોળાને ટેકો આપતી નોકરશાહીની જૂની દલીલો, સારી ભાષામા જોરદાર રીતે, આગળ કરી હતી ફીરોઝશાહના પ્રમુખ તરીકેના ભાષણનો મોટો ભાગ ઉક્ત વક્તાની દલીલોના, દલીલોથી અને ઉપહાસના સચોટ શસ્ત્રોથી, ભુક્કા ઉડાવવામા જ રોકાયો હતો

એ જમાનામા પણ ધારામંડળમા ચૂટાયેલા સભ્યોને દાખલ કરવાની દલીલો ચાલતી ત્યારે ગોરાઓને લઘુમતીઓના અને બીજા ઊતરતા ગણાતા વર્ગોના હિતની કેટલી બધી લાગણી હતી અને એને બહાને નાનામા નાના સુધારાનો પણ એઓ કેવી રીતે વિરોધ કરતા, એ એમાથી આપણને જાણવા મળે છે એક ટૂંકો ઉતારો જ અહીં પૂરતો થશે

> 'એ સ્પષ્ટ છે કે અમેરિકાના ઇતિહાસનો બોધપાઠ મિ લી વૉર્નરની ભાવિવિષયક તર્કબાજીની વિરુદ્ધ જાય છે પાર્લમેન્ટની સ્થાપનાનો વિચાર કરતા પહેલા ઊતરતા વર્ગોનુ અને જનતાનુ પૂરુ પ્રતિનિધિત્વ મેળવવાની ઇંગ્લંડે વાટ જોઈ હોત — અને મિ લી વૉર્નરના ન્યાય પ્રમાણે તો એવી વાટ જોવી જોઈતી હતી — તો આપણે હજી ની પાર્લમેન્ટનુ નામ જ કદી સાંભળવા પામ્યા ન હોત! કુદરતના કાનૂનો તેમ જ ઇતિહાસના બોધપાઠો બન્ને આપણને કહે છે કે શરૂઆતો અપૂર્ણ અને અણપૂરતી બને હોય લઘુમતીઓના હક્કો અને ઊતરતા વર્ગોના હક્કો વિષેની કાલ્પનિક મુશ્કેલીઓને અતિ મહત્ત્વ ન આપવુ જોઈએ પૂર્ણતા પ્રાપ્ત કરી આપવાનુ કામ કાળના હાથમા છોડી દેવુ જોઈએ

હિંદમાં વસતા ગોરાઓને નાનામાં નાના રાજકીય વિકાસ કે સુધારાની વાતમાં પોતાની આપખુદી પર કે પોતાના એકાંગ મહત્ત્વ પર તરાપ મરાતી જણાતી પરંતુ, એવું કશું ઇંગ્લંડમાં વસતા ગોરાઓને લાગતું નહિ, એટલે સદ્ભાગ્યે લી વૉર્નર જેવાની દલીલોને ઇંગ્લંડમાં કોઈએ ઝાઝું મહત્ત્વ આપ્યું જ નહોતું, ને રજૂ થયેલ સુધારાના ખરડાને કાયદાનું સ્વરૂપ સહેલાઈથી મળી શક્યું હતું અને પહેલી વાર ધારાસભાઓમાં ચૂંટણીનો સિદ્ધાંત અમુક અંશે પણ માન્ય થયો હતો

પ્રમુખ તરીકેના ભાષણનો બીજો અગત્યનો મુદ્દો ફીરોજશાહના કેળવણી વિષેના વિશિષ્ટ અભિપ્રાયને લગતો હતો એમાં એમણે એવી દલીલ કરી હતી કે, પ્રાથમિક કેળવણી પર ભાર મૂકવાને બદલે હમણાં તો ઉચ્ચ કેળવણી પર જ ભાર મૂકવાની જરૂર છે ઇંગ્લંડ અને યુરોપમાં જ્યાં ઉચ્ચ કેળવણીનો પૂર્ણ વિકાસ સધાઈ ચૂક્યો છે, ત્યાં પ્રાથમિક કેળવણી પર ભાર મૂકવાની જરૂર બને હોય, ત્યાં એ તાત્કાલિક અગત્યનો પ્રશ્ન પણ બને ગણાય, હિંદમાં એને તાત્કાલિક અગત્યની વસ્તુ ગણવાની જરૂર નથી મારો આ વિચાર હું છેક ૧૮૬૭થી રજૂ કરતો આવ્યો છું ને એના પર ભાર મૂકવાની આજે તાત્કાલિક જરૂર છે

અત્યાર સુધી સરકારી નોકરીથી ઇરાદાપૂર્વક દૂર રહેતા ફીરોઝશાહે ૧૮૯૨ના ઑક્ટોબરમાં જૂનાગઢના નવાબ સાહેબની નોકરી સ્વીકારી, ત્યારે સૌને આશ્ચર્ય થયું હતું જોકે એમની નિમણૂક એક ખાસ નિમણૂક હતી, અને એ વર્ષ પૂરતી મર્યાદિત હોવાથી હંગામી પણ ગણાય પગાર માસિક રૂ ૨૦૦૦) ઠરાવાયો હતો, દર વર્ષે ૭ મહિના રાજ્યમાં ગાળવાનું ફરજિયાત હતું અને જ્યારે ઑફિસ કામમાં ન રોકાયેલા હોય ત્યારે એ કોઈ પણ બીજી પ્રવૃત્તિ કે પોતાનો ધંધો કરવા સ્વતંત્ર હતા એમનું કામ જૂનાગઢ

રાજ્યના ન્યાય વહીવટની પુનર્રચના કરી આપવાનુ હતુ આ સમયે ફીરોઝશાહનો વકીલાતનો ધંધો ધમધોકાર ચાલતો હતો એટલે તેમને કમાણીની લાલચ થઈ હોય એવો કોઈ પ્રશ્ન જ નથી એક અગત્યનુ રચનાત્મક કામ કરવાની આ સારી તક છે, એવા વિચારે જ એમણે આ નોકરી સ્વીકારેલી એમના જૂનાગઢના અમલ દરમિયાન એમને 'પ્રભાસપાટણ હુલ્લડ-કેસ'ના ૭૯ આરોપીઓ સામેનો કેસ ચલાવવાનુ આવ્યુ હતુ એઓ આ કેસમા ન્યાયપંચના પ્રમુખ હતા એમા ૭૯ માથી ૧૮ ને સજા થઈ હતી અને તેમને પણ તેઓ કેસ દરમિયાન નવ મહિના કાચી જેલમા રહેલા એ ધ્યાનમા લઈને હળવી સજાઓ જ થયેલી આ મુકદ્દમો જે શક્તિ, ધીરજ અને નિષ્પક્ષ ન્યાયબુદ્ધિથી ચલાવાયો હતો, એના 'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા', 'બૉમ્બે ગેઝેટિયર' અને 'ઇન્ડિયન ડેઇલી ન્યૂઝ' જેવા છાપાઓએ મુક્તકંઠે વખાણ કર્યાં હતા

બે વર્ષમા સોંપેલુ કામ કરી આપીને એ પાછા હતા એવા સ્વતંત્ર થઈ ગયા હતા

૧૮૯૩મા સુધારાયેલા ધારામંડળમા પહેલી વાર પ્રજાના ચૂટાયેલા પ્રતિનિધિઓ બેસવા લાગ્યા હતા અને ૪થી મેને રોજ ફીરોઝશાહ એમાના સૌથી પ્રથમ ચૂટાયેલા સભ્ય જાહેર થયા હતા એમા એમને મુબઈની કોર્પોરેશનના પ્રતિનિધિ તરીકે મોકલવામા આવ્યા હતા એમની ચૂટણી સર્વાનુમતે થઈ હતી એ એમનો કોર્પોરેશન પરનો કાબૂ જણાવે છે જીવનભર એ એમા કોર્પોરેશન તરફથી સભ્ય રહ્યા હતા અને કોઈએ કદી એમની સામે થઈને એ ચૂટણી લેવાની ઇચ્છા સરખી કરી નહોતી

પ્રાતિક ધારામંડળોને પોતાના એક પ્રતિનિધિ શાહી ધારામંડળમા ચૂટી મોકલવાનો હક હતો એ પ્રમાણે મુબઈ તરફથી એ જ વર્ષે એમને હિંદના શાહી ધારામંડળમા ચૂટી મોકલવામા આવ્યા

હતા એ જમાનામા આવી રીતે એક જ શખ્સ બે ધારાસભાઓનુ સભ્યપદ ભોગવી શકતો

મુબઈની પ્રાંતિક ધારાસભાની પહેલી બેઠક તા ૨૭મી જુલાઈ ૧૮૯૩ને રોજ પૂના ખાતે મળી હતી શ્રી રાનડે, નવરોજી વાડિયા, અને ચીમનલાલ સેતલવાડ ત્યા એમના સાથીઓ હતા ગવર્નર લોર્ડ હેરિસે એની શરૂઆતમા સલાહ આપેલી કે, અહીં વધારેમા વધારે કામ થાય અને ટૂકામા ટૂકા ભાષણો થાય એવી રીતે કામ કરજો એ સલાહ એ પ્રથમ બેઠકમા અનુસરાઈ લાગે છે એટલે ફીરોઝશાહની આ સભામાની કામગીરી મુખ્યત્વે પ્રશ્નો પૂછવાનો પહેલી વાર અપાયેલો હક્ક સ્વાતંત્ર્યપૂર્વક અને કુશળતાથી વાપરવા પૂરતી, અને કોર્પોરેશન તથા સરકાર વચ્ચે ચાલતા તકરારી પ્રશ્નો પર.ને પોતાનુ દૃષ્ટિબિંદુ વિશદ કરવા પૂરતી મર્યાદિત રહી હતી અંદાજપત્ર વિષે ચર્ચા કરતા એમણે ન્યાય ખાતાને વહીવટીતંત્રથી જુદુ પાડવાની જરૂરિયાત વિષે ઘણો ભાર મૂકેલો, અને આસિસ્ટંટ કલેક્ટરો અને મામલતદારોની ફોજદારી સત્તા દૂર કરવાની માગણી કરેલી

આ પ્રશ્ન વિષે ૧૮૯૩ની પહેલી નવેમ્બરે એમણે અમદાવાદ ખાતે મળેલી છઠ્ઠી પ્રાંતિક પરિષદ સમક્ષ પણ એક લાંબુ લખાણ મોકલી પોતાના અભિપ્રાયો ભારપૂર્વક રજૂ કરેલા

નીચેનો ઉતારો એમના અભિપ્રાયો અને શૈલીનો સૂચક છે

"મુલકી ખાતાના માણસોના હાથમા મૅજિસ્ટ્રેટની સત્તાઓ ચાલુ રાખવાથી લોકોને કેવી અસહ્ય મુશ્કેલી વેઠવી પડે છે, એનો ગામડાઓના અને નાના કસબાઓનો રોજબરોજના જીવનનો જેને ગાઢ પરિચય ન હોય, એને જોઈતો ખ્યાલ આવી શકે જ નહિ મીઠાના, અફીણના, આબકારીના જંગલના, હથિયારબંધીના અને જમીન-મહેસૂલના કાયદાઓ, અને લોકોને ચારે બાજુથી ઘેરી લેતા એના અચોક્કસ નિયમો અને હુકમો, વહેવારમા, જનતાના મોટા ભાગનુ — બદમાશોનુ નહીં — પ્રામાણિક લોકોનુ પણ જીવન ભારરૂપ બનાવી એમને દુ ખી દુ ખી કરી મૂકે

છે! આ કાયદાઓ ચીડ ચડાવનારા અને પજવણી કરનારા છે. એમ છતા, તહોમત મૂકનાર અને સજા કરનારને એકના એક કરી મૂકવાની ચાલાકીભરી યુક્તિ કરી એના અન્યાયી અને જુલમી અમલનો પ્રતિકારમાત્ર અસંભવિત ન કરી મુકાયો હોત, તો એ કાયદાઓ એટલા બધા, લગભગ અસહ્ય ન થઈ પડત.'

ધારાસભાની આ બેઠકને છેલ્લે દિવસે એટલે કે ૧ લી સપ્ટેમ્બરે શ્રી તેલંગ દેવલોક પામ્યાના સમાચાર ત્યા પહોચી ગયા હતા એટલે વાતાવરણ શોકગ્રસ્ત થઈ ગયુ હતુ

છઠ્ઠી ઑક્ટોબરે ટાઉન-હૉલમા લોર્ડ હેરિસના પ્રમુખપણા નીચે મળેલી શોકસભામા ફીરોઝશાહ જ્યારે શ્રી રાનડેની સાથે ત્યા દાખલ થયા હતા ત્યારે લોકોએ એમનુ ખૂબ જ સન્માન કર્યું હતું પરતુ એ એટલા શોકગ્રસ્ત હતા કે મુખ્ય ઠરાવ પર એમણે કાઈ પણ બોલવાની પોતાની નામરજી બતાવી હતી એમ છતા, પ્રમુખનો આભાર માનવા ઊભા થતા, ઉક્ત નામરજીનો ઉલ્લેખ કરતા, કેટલીક લાગણીપૂર્વક એમણે જણાવ્યુ હતુ કે, "આ હૉલ અને આ સજોગો વચ્ચે સદ્ગત વિષે બોલવા ઊઠતા આટલા વર્ષના સહકાર્યના જે સભારણા અને વિચારોની મગજમા ગિરદી થઈ આવે છે એનાથી 'વસ્તુઓના કાર્યની ગૂઢતા' જ યાદ આવે છે અને જગત્કર્તા વિષે અશ્રદ્ધાભરી કડવાશથી એમ જ બોલાઈ જવાય છે કે આ તે શુ કર્યું?"

# ૧૪

# લોકોના લાડકવાયા

કોર્પોરેશનમા, યુનિવર્સિટીમા અને હિંદી મહાસભામા ફીરોઝશાહે અત્યાર સુધીમા જે કામગીરી બજાવી હતી અને બુદ્ધિ, શક્તિ, હિંમત, મક્કમતા અને ઉદારતા દાખવ્યા હતા, એને લીધે હિંદના આગેવાનોમા એમનુ આગળ પડતુ સ્થાન ક્યારનુ નક્કી થઈ ચૂક્યુ હતુ પણ શાહી ધારામંડળમા દાખલ થતા એમની તેજસ્વી બુદ્ધિને અને નોંધપાત્ર વિવાદશક્તિને જે વિશાળ અને રુચતુ ક્ષેત્ર મળ્યુ, એનાથી શ્રીનિવાસ શાસ્ત્રીના શબ્દોમા કહીએ તો એ 'લોકોના લાડકવાયા' બની ગયા

૧૮૮૩ના ઑક્ટોબરમા એ શાહી ધારામંડળમા ચૂટાયા ને સરકારે ૧૮૮૪ની માન-અકરામની યાદીમા એમને સી આઈ ઈનો ખિતાબ આપી સર બનાવ્યા પરતુ, એથી સરકાર એમને સર કરી જઈ શકી નહિ એ તો લોકોના જ રહ્યા એ એમની વિશિષ્ટતા છે હિંદના પક્ષપાતી મિ વિલિયમ ડિગ્બીએ ઇંગ્લડમા એ વખતે સાચુ જ કહેલુ કે 'આવા દેશપ્રેમીઓને આ ઇલકાબ આપવાથી એ ઇલકાબની શોભા અને પ્રતિષ્ઠામા વધારો થયો છે'

શાહી ધારાસભામા એમની હાજરીમા પહેલુ કામ સૂતર જકાતના ખરડાનુ આવ્યુ ૧૮૭ મા આયાત થતા સૂતર ના સુતરાઉ કાપડ પરની જકાત કાઢી નાખીને લેંકેશાયરને અઘટિત લાભ આપવામા આવ્યો હતો ત્યાર પછી લોર્ડ રિપને તો મુક્ત વેપારના સિદ્ધાંતનો છૂટથી અમલ કરીને મીઠા અને દારૂ સિવાયની બધી આયાતો પરથી જકાત દૂર કરી હતી ૧૮૯૪મા આર્થિક મુશ્કેલીઓને પહોંચી વળવા ૧૮૭૫મા કાપડ અને સૂતર ઉપર જે પાચ ટકાની

જકાત હતી તે પાછી દાખલ કરવી પડી આથી હિંદની મિલો સાથેની હરીફાઈમા લેંકેશાયરને ધોકો ન પહોચે એ માટે હિંદી વજીરે હિંદી સૂતર પર પણ પાચ ટકાની જકાત નાખવાનો હુકમ કર્યો હિંદી સરકારના ગોરા અમલદારોને એ હુકમ નાપસંદ હતો સ્થાનિક વહીવટમા એઓ નિરંકુશતા માગતા હતા — લોકોને માટે નહિ, પણ પોતાને માટે, એટલે તેમણે એવો પ્રશ્ન ઉઠાવ્યો કે, નિયુક્ત સભ્યોએ ધારામડળ પર હિંદી વજીરના હુકમ પ્રમાણે નહિ પણ પોતાને યોગ્ય લાગે એવી રીતે, એટલે કે સ્વતત્રપણે મત આપવો જોઈએ ! ફીરોઝશાહને એ વાત ન ગમી જોકે, ફીરોઝશાહ એ ખરડાની તો વિરુદ્ધમા જ હતા

હિંદના ગોરા અમલદારો હિંદના ગૃહકારભારમા આમની સભાના નિયત્રણમાથી જે નિરંકુશતા ઇચ્છતા હતા, તે અગે પોતાના વિચારો હિમતપૂર્વક દર્શાવતા શ્રી ફીરોઝશાહે જણાવ્યુ હતુ કે,

> ' . . અમારો હેતુ લોકસરકારની રચના ઊભી કરવાનો છે એક વાર એ થઈ જાય એટલે અમારા દેશમા અમે સર્વોપરી હોવા જોઈએ એ ન થઈ જાય ત્યા સુધી આમની સભા એ સર્વોપરી સત્તા છે અને તમારી સામે થઈને ત્યા સુધી અપીલ કરવાની અમને સત્તા હોવી જોઈએ અમારા પર તમારી સત્તાને અમે છેવટની સર્વોપરી સત્તા થવા દઈ શકીએ જ નહિ
>
> 'આથી કરીને જે સત્તાને તમે તમારી પોતાની કહો છો એ લોકોના પ્રતિનિધિઓના હાથમા જ મુકાય, જ્યા સુધી અહીં ધારામડળમા અમારી બહુમતી ન હોય, અને અમે તમારુ નિયત્રણ કરતા ન થઈએ, ત્યા સુધી તમારા પરની આમની સભાની સત્તા દૂર ના જ કરી શકાય, તમને સર્વોપરી ના જ થવા દેવાય તમારા પર કા તો આમની સભાનુ શાસન હોવુ જોઈએ કે કા તો અમારુ '

શાહી ધારામડળની આ બેઠકમા, જે કાર્યે એમને હિંદ ભરમા લોકોના લાડકવાયા બનાવ્યા, એ કામ તો ૧૮૬૧ના પોલીસ કાયદામા

સુધારાઓ કરવાનો જે ખરડો એ બેઠકમાં રજૂ થયો તેને લગતું હતું. મૂળ કાયદા મુજબ સ્થાનિક સત્તાવાળાઓને પોતાની સત્તા તળેના કોઈ પણ જિલ્લામાં જ્યાં અશાંતિ હોય, અથવા જોખમકારક મામલો હોય, ત્યાં શિક્ષાત્મક પોલીસ મૂકવાનો અને ત્યાંના વતનીઓ પાસેથી એનું ખર્ચ વસૂલ કરવાનો અધિકાર મળેલો હતો. રજૂ કરાયેલા સુધારા પ્રમાણે એમાં ચાર મહત્ત્વના ફેરફારો કરવાના હતા: (૧) એ ખર્ચ બધા વતનીઓને બદલે ફક્ત તોફાની વિભાગ પાસેથી પણ વસૂલ કરી શકાય, (૨) સત્તાવાળાઓને લાગે કે અમુક મિલકતદારોની વર્તણૂક ઉક્ત પ્રદેશની અશાંતિનું કારણ છે, અથવા અશાંતિમાં મદદરૂપ છે, ત્યારે તે ઉક્ત પ્રદેશમાં હાજર ન હોય, વા બહારગામ રહેતા હોય, તો પણ તેમની પાસેથી ઉક્ત ખર્ચ વસૂલ કરી શકાય, (૩) જે પક્ષ તરફથી ઈજા કરવામાં આવી હોય તેની પાસેથી બદલાના નાણાં વસૂલ કરી શકાય અને (૪) જાહેર શાંતિનો ભંગ કરવા સંભવ હોય એવા સરઘસોનું નિયમન કરી શકાય.

આજની આપણી સરકારોને તો શાંતિ સ્થાપવા માટે જોઈતી બધી સત્તાઓ આપવા આપણે તૈયાર છીએ પણ ફીરોઝશાહના જમાનામાં 'આપણી' કહેવાય એવી સરકારનું નામ નહોતું. એટલે એ પરદેશી સરકાર જરા પણ વધારે સત્તા માગે ત્યારે સ્વાભાવિક રીતે આપણા લોકોને એમાં ક્યાંક ને ક્યાંક પ્રજા વિરુદ્ધના કાવતરાની બૂ આવતી, ને એઓ એનો સામનો જ કરતા. એ ન્યાયે દેશમાં જાહેર મતે ભારપૂર્વક એનો વિરોધ કર્યો હતો.

ફીરોઝશાહે ઉક્ત ખરડા સામે ઉગ્રપણે* બોલતાં કહ્યું હતું,

'ગુનાની સજા અને દબાવેટ એવી રીતે થવી જોઈએ કે જેથી (૧) નિર્દોષો પર જુલમ ન ગુજરે અને (૨) નિર્દોષોને નુકસાન ન થાય એ

* ફીરોઝશાહના નામ ઉપર શ્લેષ કરીને અંગ્રેજીમાં તેમને 'ફીરોશિયસ' — ઝનૂની વક્તા કહેવામાં આવતા.

ને ક્રિયાઓ અદાલતી પદ્ધતિથી નિયંત્રિત રહેવી જોઈએ જેઓ પોતાને શક્તિશાળી, પ્રામાણિક, અને અંતઃકરણને પૂછીને ચાલનારા માનતા હોય એમના અભિપ્રાયો અને નૈતિક નિશ્ચયોની મુનસફી પર એ ના છોડી દઈ શકાય આ ખરડો કાર્યવાહક અમલદારોનું પણ ઓછું પતન કરનારો નથી કાર્યવાહક અમલદારોને ઉતારી પાડવાના બોલ બોલવાની મારી જરા પણ ઇચ્છા નથી અને કોઈ શક નથી કે એમાંના ઘણા પોતાની ફરજો અંતઃકરણને પૂછીને અને પોતાની સર્વોચ્ચ શક્તિ પ્રમાણે બજાવવા ઇચ્છે છે પણ એઓ પોતાના વર્ગ અને સ્થાનના પૂર્વગ્રહો અને દાબણોથી મુક્ત હોઈ શકે એવું માનવું નિરર્થક છે'

પોતાના કથનના અનુમોદનમાં એમણે કેટલાક અનુભવી અમલદારોના અભિપ્રાયો પણ ટાંકી બતાવ્યા હતા, અને સરકારને પોતાની જબરદસ્ત શક્તિઓ સ્વસ્થતા, સહાનુભૂતિ, અને યુક્તિથી વાપરવાની વિનતી કરી હતી

દરભંગાના મહારાજાએ અલ્પતર કઠોરતાથી પણ એટલા જ ભારપૂર્વક ફીરોઝશાહને ટેકો આપ્યો હતો અને આયર્લૅન્ડમાંના બ્રિટિશ કાયદાઓની નકલ ન કરવાની વિનતી કરી હતી

પ્રજાના મર્યાદિત પ્રતિનિધિત્વવાળા એ ધારામંડળો એટલા નવા અને તાજાં હતાં, અને એમની પૂર્વે સરકારને પોતાના ધારામંડળોનો એવો મીઠો અનુભવ હતો, કે ઉપર્યુક્ત કથનોના જુસ્સાથી સર જેમ્સ વેસ્ટલૅંડ રાતાપીળા થઈ ગયા સરકારી ન્યાતના શિરમોર પવિત્ર બ્રાહ્મણો સમા આઈ સી એસ જિલ્લાદંડમૂર્તિઓ વિષે આટલો અવિશ્વાસ? અને એ આવી રીતે અહીં દેખાડવાનો?

બંગાળાના લેફ્ટનન્ટ ગવર્નર સર જ્યૉર્જ ઇલિયટે પણ ફીરોઝશાહે દાખલ કરેલા 'નવા જુસ્સા' સામે પોતાના સરકારી માનસનો પુણ્યપ્રકોપ જાહેર કર્યો હતો

પણ અમલદારોના માનસમાં અને લોકોના માનસમાં આભ જમીનનું અંતર હતું જે નવા જુસ્સાને અમલદારોએ આમ વખોડી

કાઢ્યો, એને લોકોએ તો વધાવી લીધો. ૧૮૯૫ના ૩૦મી જાન્યુઆરીના લાહોરના ટ્રિબ્યૂન નામક પત્રે આ સંબંધમાં જે લખ્યું હતું, એની નીચેની વાનગી રસપ્રદ નીવડશે:

'સર જેમ્સ વેસ્ટલેંડે જ્યારે ધારાસભામાં મિ. મહેતાએ દાખલ કરેલા નવા જુસ્સાની વાત કરી, ત્યારે એમણે અજાણતાં એક મહાન સત્યનો ઉલ્લેખ કર્યો હતો. એક નવો જુસ્સો દાખલ થયો છે ખરો, પરંતુ એ મિ. મહેતાએ નથી દાખલ કર્યો. (માત્ર) એમની દ્વારા એ પ્રથમ પ્રકટ થયો છે. એ દાખલ તો ૧૮૯૨ના કાયદાએ કર્યો છે. ધારાગૃહમાં જે અવાજને અત્યાર સુધી પેસવા દેવામાં નહોતો આવતો, એ અવાજને—લોકોના અવાજને—ચૂંટણીના ખુલ્લા બારણે થઈને ત્યાં પ્રવેશ અપાયો છે. હજી એ ઘણો નિર્બળ અવાજ છે, પણ એની ગર્ભિત શક્તિઓનું સૂચન પૂરતું છે. મિ. મહેતા લોકોના પ્રતિનિધિ તરીકે બોલે છે, વહીવટ કરતી સરકારે નીમેલા માણસ તરીકે નહીં. એ નાણામંત્રી કે વાઈસરૉયના ધમકાવ્યા ધમકાઈ જાય કે ડાર્યા ડરી જાય એવા માણસ નથી. સર જેમ્સ વેસ્ટલેંડનો વાંધો તો નોકરશાહીના પોતાના કિલ્લામાં બેઠેલા અમલદારના આગળાઓ પર પડેલા ફટકાનો દદઘોખાર છે. ધારાસભામાંના નવા જુસ્સાના વક્તા હોવા માટે મિ. મહેતાનો એમના બધા દેશજનોએ દિલભર આભાર માનવો ઘટે છે.'

પ્રવરસમિતિએ ખરડાની કેટલીક વિગતો સુધારી, પણ સિદ્ધાંતોમાં કશો ફરક ન પડ્યો. અને ફીરોઝશાહની આગેવાની હેઠળ લડતી અ૫મતીને, એમણે તીન કરાક્ષમાં કહ્યું હતું એમ, 'ટેં ટેં' કરતી મૂંગી સરકારી બહુમતીએ ખરડો પસાર કર્યો!

# ૧૫

## સેવાનાં સંમાન

શાહી ધારાસભાની આ બેઠકમાં ફીરોઝશાહે ભજવેલા ભાગની વાત પૂરી કરતાં ૧૮૯૪માં દીવાની કાયદામાં સરકાર તરફથી એક સુધારો રજૂ થતાં ફીરોઝશાહે સુધારક હિંદુઓનો પક્ષ લીધેલો એની ટૂંક હકીકત અત્રે રજૂ કરવી જોઈએ પત્ની જો પતિને એના લગ્નના હક પૂરા કરવા દેવાની ના પાડે, તો અંગ્રેજોના ધાર્મિક કાયદાને અનુસરીને એને કેદની સજા કરવાની જોગવાઈ ૧૮૭૭માં તત્કાલીન કાયદાના સભ્ય મિ વિટલેએ કાયદાથી સ્પષ્ટ કરી આપી હતી પણ રુકમાબાઈ નામની એક ભણેલીગણેલી હિંદુ પત્ની સામે એના અભણ પતિએ એ કાયદા મુજબ કામ લેના દાવો માંડ્યો, ત્યારે સુધારક વૃત્તિના હિંદુઓને એ કાયદાથી ભારે આઘાત થયો હતો ને એ કાયદાની સામે એમણે ભારે ઊહાપોહ કર્યો હતો સરકારે આથી એવો સુધારો રજૂ કર્યો હતો કે કેદની સજા ન્યાયાધીશની વિવેકબુદ્ધિ પર છોડવી, ફરજિયાત ન રાખવી ફીરોઝશાહે એને ટેકો આપ્યો હતો પરંતુ રૂઢિચુસ્ત હિંદુ જનતાનો ભારે વિરોધ જોતાં, સરકારે સુધારો પડતો મૂક્યો હતો ૨૮મી ફેબ્રુઆરી ૧૮૯૫ ને રોજ ચૂંટાયેલી સમિતિમાં ઠીકઠાક થઈને એ ખરડો જ્યારે ધારાસભામાં રજૂ થયો, ત્યારે સર ફીરોઝશાહે ઉપર્યુક્ત સુધારાવાળી કલમ ફરી દાખલ કરવાનો સુધારો મૂક્યો હતો અને શ્રી ગંગાધરરાવ ચિટનીસે એમને ટેકો આપ્યો હતો એ વખતે એમણે કહ્યું હતું કે, 'મારી ઇચ્છા હિંદુ કાયદામાં દખલ કરવાની નથી, હું તો ફક્ત ઇંગ્લંડના કાયદાની જે દખલ એમાં પેસી ગઈ છે, એ દૂર કરવામાં સહાયભૂત જ થવા માગું છું આપુરુષોના

જાતીય સબંધોની બાબતમા હિંદુઓની સામાજિક પદ્ધતિની વિશિષ્ટતા સ્ત્રીઓ તરફ અણવિશ્વાસ રાખવાની કે સ્ત્રીઓને પતિત માનવાની છે, એવુ હુ માનતો નથી '

બીજી નોધવા લાયક બાબત સર ફીરોઝશાહે અદાજપત્ર વખતે કાઢેલી સરકારની ઝાટકણીની છે એમા એમણે વધતા ને વધતા જ જતા લશ્કરી ખર્ચ સામે પોકાર ઉઠાવ્યો હતો, અને એની સરખામણીમા કેળવણી માટે સરકાર માત્ર બે જ ટકા ખર્ચે છે એ કેવા જુલમની વાત છે, એ સ્પષ્ટ કર્યું હતુ

કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે બધા સરકારી સભ્યો એમની આ ટીકાથી છેડાઈ પડયા હતા અને એમની, હિંદી રાષ્ટ્રીય મહાસભાની, તથા હિંદના ભણેલાઓ વગેરેની એમણે ત્યા ઉડાવાય એટની ઠેકડી ઉડાવી હતી ને પોતાની બહુમતીથી ધાર્યું કરી જઈને મોજની મહેફિલ માણી હતી !

આમ છતા, સર ફીરોઝશાહ એમની જવલત કામગીરીથી, આગળ લખાઈ ગયુ છે એમ, લોકોના તો લાડકવાયા થઈ જ ગયા હતા આ લોકપ્રિયતાને કારણે એમના માનમા જે અનેક ક્રિયાઓ કરવામા આવી, એમાની પહેલી એ શ્રી વ્યોમેશચદ્ર બોનરજીએ પોતાના પાર્કસ્ટ્રીટના મકાનમા યોજેલા સાંધ્યસમેલન (ઇવનિંગ પાર્ટી)ની હતી ત્યાર પછી થોડા દિવસે ટાઉનહોલમા એમને માટે શ્રી મનમોહન ઘોષના પ્રમુખપણા નીચે આનંદ-ભોજનનો સમારભ યોજવામા આવ્યો હતો થોડા દિવસ પછી ત્યા જ એમને એક માનપત્ર અપાયેલું એમા કલકત્તા અને આજુબાજુના પરગણાઓના ૩૫૦૦ નાગરિકોએ સહી કરેલી

આ માનપત્ર વિષે સ્વ ગોપાલકૃષ્ણ ગોખલેએ કહ્યું છે

'કલકત્તાના આપણા મિત્રોએ પણ શ્રી મહેતાની સેવાઓને, એવી અગત્યની ગણી કે એમણે શ્રી વ્યોમેશચદ્ર બોનરજીની આગેવાની

નીચે એમને જાહેરમા માનપત્ર આપ્યુ અને પોતાની આભારભાવના પ્રકટ કરી '

આ સમધમા સ્વ શ્રીનિવાસ શાસ્ત્રી ત કાલીન બગાળી માનસ વિષે એવા અર્થનુ લખે છે કે, 'સામાન્ય રીતે બગાળીઓને પોતાની બુદ્ધિ, શક્તિ અને મહત્તા વિષે એટલો બધો ઊચો અભિપ્રાય હોય છે કે, એઓ ભાગ્યે જ બીજા કોઈ પ્રાતના માણસની આવી કદર કરે છે બગાળીઓને ખુશ કરવા ખાસ પ્રયત્ન કરનાર ગોખલેજી જેવા પુરુષને પણ આવુ માન મળ્યુ નથી!'

આવી પરિસ્થિતિમા મુબઈ તો એમની કદર કરવામા શેનુ જ પાછુ પડે? મુબઈમા તો એમને માન આપવાની અને એમની સેવાઓનો જાહેર સ્વીકાર કરવાની ખરુ પૂછો તો પડાપડી થઈ હતી એ બધાની વિગતમા ન ઊતરતા અત્રે એટલુ લખવુ પૂરતું થશે કે, રિપન કલબમા ત્રીજા સર જમશેદજી જીજીભાઈના પ્રમુખપણા નીચે નોવેલ્ટી થિયેટરમા સર દીનશા પિટિટના પ્રમુખપણા નીચે, અને બેલગામમા ભરાયેલી આઠમી પ્રાતિક પરિષદમા મિ વાચ્છાના પ્રમુખપણા નીચે કરાયેલા એમના સમાન ખાસ નોધપાત્ર હતા

૧૮૯૫ની ૨૦મી ડિસેમ્બરે મુબઈમા ભરાયેલી જાહેર સભા છેલ્લી જ નહિ, પણ આ સમાનસમારભોની પરાકાષ્ઠારૂપ પણ હતી એમા એમને અનેક માનપત્રો એક પછી એક આપવામા આવ્યા હતાં અને એમણે જવાબમા એક લાબામા લાબુ અને સારામા સારુ રસપૂર્ણ અને કટાક્ષોથી ચળકાતું ભાષણ કર્યું હતું

## ૧૬

# ઇંગ્લંડની બીજી સફર

૧૮૯૬ અને '૯૭ના વર્ષો એ સર ફીરોઝશાહની જિંદગીના માંદગીના વર્ષો હતા શાહી ધારાસભામા યશસ્વી કામો કરીને એ પાછા ફર્યા, ત્યારથી એમની તબિયત બગડવા માંડી હતી દરમિયાન એ પ્રાંતિક અને શાહી ધારાસભાઓમા ફરી ચૂંટાયા હતા પણ નાદુરસ્ત તબિયતનુ દુ:ખ એટલુ વધી પડ્યુ કે, '૮૬ની શરૂઆતમા એટલે કે ૨૬મી જાન્યુઆરીએ એઓ શાહી ધારાસભામાથી રાજીનામુ આપીને ફારગ થયા આ અરસામા એમનુ રહેવાનુ મોટે ભાગે માથેરાન ખાતે જ થતુ પણ પ્રસંગોપાત્ત જરૂર લાગે ત્યારે એ કોર્પોરેશનની સભામા, પ્રાંતિક ધારાસભાની બેઠકમા, અથવા તો યુનિવર્સિટીની નિયામક સભામા ભાગ લેવા ઊતરી આવતા યુનિવર્સિટીમા શ્રી રાનડેએ પરીક્ષાઓમા કરવાના કેટલાક સુધારાઓનો ઠરાવ મૂક્યો ત્યારે એમણે એને ટેકો આપેલો અને નાણાંવિષયક મદદના વિષયમાં, પ્રાંતિક ધારાસભામા, સરકારની યુનિવર્સિટી પ્રત્યેની સાવકી મા જેવી વર્તણુકની કડક આકરી ટીકા કરેલી એ સિવાય આ વર્ષોની એમની ખાસ કામગીરીઓ જોવા જઈએ, તો દક્ષિણ આફ્રિકામાના હિંદીઓના દુ:ખોને અંગે ૨૬મી સપ્ટેમ્બરને રોજ ગાંધીજીને (એ વખતે એઓ શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી તરીકે જ ઓળખાતા) સાંભળવા મુંબઈમા મળેલી જાહેર સભાનું એમણે લીધેલુ પ્રમુખપદ કે ગાંધીજીનું ઓળખાણ આપતા એ સભાની શરૂઆતમા એમણે એમની હિંમત, શક્તિ, કુશળતા અને ખંતના વખાણ કર્યાં હતા એ સભાએ ઠરાવ કરીને દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન બાબત હિંદી વજીર પર અરજી મોકલવાની પ્રમુખને સત્તા આપી હતી અને

તદનુસાર એમણે એક લાબી અરજી તૈયાર કરીને મોકલી આપી હતી ઉપર્યુક્ત સભામા ફીરોઝશાહે પોતાના ભાષણ દરમિયાન મુખ્ય ભાર એવી દલીલ પર મૂક્યો હતો કે, દક્ષિણ આફ્રિકામા હિંદીઓ સાથે એ જ પ્રમાણે વર્તવાનુ હોય તો બ્રિટિશ પ્રજાજનના હક્કો વષેની વાતો કેવળ સુફિયાણી જ ઠરશે

૧૮૯૬ના અતભાગમા, ભાવનગરી* નામના એક પારસી ગૃહસ્થ, જે પૂજ્ય દાદાભાઈની પછી ઇગ્લડની પાર્લમેન્ટમા ગોરાઓના રમકડા તરીકે ચૂટાવા પામ્યા હતા, એમનો વિરોધ કરવામા દેશના લોકોનુ ધ્યાન કેન્દ્રિત થયુ હતુ આમ તો એમની તરફ હિંદીઓ ઉપેક્ષા કરત તો ચાલત પરતુ 'દાદાભાઈની જેમ જુઓ હિંદીઓ મને પણ માને છે ને સન્માને છે' એવો દેખાવ કરી એ પોતાના પાર્લમેન્ટના સભ્યસ્થાનેથી ઇગ્લડની પ્રજાને ઊધે રસ્તે દોરે નહિ એમ કરવુ રાજકીય દષ્ટિએ જરૂરી છે, એવી ભાવનાને લીધે લોકો એમનો વિરોધ કરવામા ખાસ ધ્યાન આપતા

વસ્તુસ્થિતિ એવી હતી કે ભાઈ ભાવનગરી હિંદના રાજકારણમા એવા પ્રત્યાઘાતી અને ક્ષુદ્ર માણસ હતા, કે એ જેટલો ખોટો દેખાવ કરવા ઇચ્છતા, એટલા જ એ વધુ ને વધુ પાછા પડતા એ બીચારા જ્યારે ઇગ્લડ પાછા ગયા, ત્યારે એક સુપ્રસિદ્ધ હિંદી પત્રકાર સમક્ષ એ એવા અર્થનુ બોલેલા કે, માનનીય મિ મહેતા મારી ઈર્ષા કરે છે, અને એથી જ મારો હિંદમા વિરોધ થયેલો।

૧૮૯૭મા સર ફીરોઝશાહનુ મૂત્રપિડનુ દર્દ એટલુ વધી ગયુ કે ૧૫મી મે ને રોજ ડૉક્ટર મિત્રોની સલાહ મુજબ એ દવા કરાવવા માટે ઇગ્લડ ઊપડી ગયા

* એમના નામના અંગ્રેજી ઉચ્ચારણ પર શ્લેષ કરીને મશ્કરીમા એમને 'Bow and Agree' અર્થાત્ ઝૂકીને જીહજુરી કહેનાર ગૃહસ્થ કહેવામા આવતા એ ભાવન-ગરી અર્થાત્ અગ્રેજ સત્તાધીશોને ભાવતુ કરી આપનાર જ હતા

આ એમની ઇંગ્લંડની બીજી મુસાફરી હતી દરિયો લાગવાથી થતી પીડા આ વખતે પણ એમને નડી હતી પણ જેમ તેમ કરીને તા ૩જી જૂને એ લંડન પહોંચી ગયા હતા શસ્ત્રક્રિયા માટે ઇસ્પિતાલમા જવાનુ ને રહેવાનું એમને પસંદ નહોતુ એટલે લંડનથી થોડે દૂર બૅડફર્ડમા એક ઘર એમને માટે ખાસ ભાડે રાખવામા આવ્યુ હતુ, અને ત્યા જઈને એમણે પસંદ કરેલા ડૉક્ટરે જરૂરી શસ્ત્રક્રિયા કરી હતી ઓગસ્ટની મધ્યમા જ્યારે એ હાલીચાલી શકે એવા થયા, ત્યારે એ પોતાની મંડળી સાથે યુરોપમા ફરી આવ્યા ડિસેમ્બરમા લંડન પાછા ફર્યા પછી એમણે મુંબઈના ધારામંડળમાથી રાજીનામુ આપી દીધુ

આની પડેલી જગા માટે ઘણી ઉમેદવારોની પડાપડી થઈ લોકોને લાગ્યુ કે ચૂંટણી ભારે રસાકસીભરી થશે, ત્યારે મિત્રોના દબાણથી ફીરોઝશાહ ફરી ઉમેદવાર તરીકે ઊભા રહેવા તૈયાર થયા બાકીના ઉમેદવારો તરત ખસી ગયા પરિણામે ૧૮૯૮ની ૬ઠ્ઠી જાન્યુઆરીએ સર ફીરોઝશાહ સર્વાનુમતે ફરી ચૂંટાયા અને ૧૨મી ફેબ્રુઆરીએ તબિયતમા સારો એવો સુધારો સાધીને એ મુંબઈને બંદરે ઊતર્યા

ઇંગ્લંડના આ નિવાસ દરમિયાનના એમના જીવનની વિશિષ્ટતાઓનુ એમના ચરિત્રકાર ભાઈ એચ પી મોદીએ કરેલું નીચેના અર્થનુ રસપ્રદ વર્ણન અત્રે ટાંકવા જેવુ છે એ એમના અંગત જીવનનુ સૂચક છે

"આ મુસાફરીમા ફીરોઝશાહનો જીવનપ્રકાર ઘણે ભાગે અરો એ મુંબઈમા પોતાને ઘેર હતા ત્યારે હતો એવો જ રહ્યો હતો. ખર્ચમા નાણાની એ જ રેલમછેલ, અને મોજશોખની મહેફિલો પણ એની એ જ! ઉતારો તો કહે, ઉત્તમોત્તમ હોટેલોમા જ! અને મુસાફરીનો સામાન તો કહે પાર વિનાનો! દાઢી કરાવવી હોય અથવા તો વાળ ઉતરાવવા હોય, તો કહે કોઈ પણ સાધારણ હજામ નહિ ચાલે! એ સ્થળમા

હોય તેવી સુંદરતમ સલૂનનો જ હજામ બોલાવો' માથામાં ઘાલવાનાં તેલ વગેરેનો, મુખમાર્જન-સામગ્રીનો, અને પાઉડરોનો એમનો શોખ જાણીતો હતો અને એમણે એને પૂરો કરવામાં કાંઈ બાકી રાખી નહોતી પોશાક એ મોંઘામાં મોંઘો પહેરતા, અને ઓતાડી જગાઓ જ્યાં મુસાફરો સંસ્કૃતિના ચીલાઓ છોડીને વર્તવામાં આનંદ માને છે, ત્યાં પણ એ ખાણાનો પોશાક પહેરવાની ચીવટ રાખતા

"ફીરોઝશાહ પોતાની સામાન્ય ટેવોને વળગી રહેવામાં સ્થળ અને સંજોગોની એવી જ અવગણના કરતા એ મોડા ઊઠતા, અને પછી આખી સવાર શરીરસમાર્જન અને પોશાકની સજાવટમાં ગાળતા એમને ઐતિહાસિક સ્થળોનાં સંસ્મરણોની કાંઈ પડી નહોતી અને એવાં સ્થળો જોવા કરવાનો શોખ નહોતો એ બહુધા એકલા જ પડ્યા રહેતા, અને મુસાફરીઓમાં આવી મળતા માણસો જોડે ભાગ્યે જ ભળતા ખાણાં પહેલાં, વાહનમાં બેસીને દૂર દૂર ફરી આવવું એ એમની નિત્ય મોજ હતી ખોરાક વિષેની એમની ચીકણારા અસાધારણ હતી અને એ જ્યાં જતા ત્યાં એને લઈને જતા કોઈ અજાણી જગામાં સામાન્ય પાણી પીવું એમને બ દર લાગતું એટલે સુધી કે જલશુદ્ધિ માટે સુપ્રસિદ્ધ એવાં સ્થળોએ પણ એ સામાન્ય પાણીને અડકતા નહિ પોતાની ચા અને તંબાકુ માટે પણ એ ચીવટવાળા હતા જકાતની અને એવા પ્રકારની કશી ચિંતા રાખ્યા વગર આ વસ્તુઓ એ પોતાની પેટીમાં સાથે જ રાખીને ફરતા ખાણા પછી જ્યારે એ પોતાના ખંડમાં આરામ કરવા જતા અને વર્તમાનપત્રોનો ઢગનો અને કોઈ પ્રિય પુસ્તક પાસે રાખીને આરામ ખુરસીમાં પડતા ત્યારે પડ્યા પડ્યા સિગાર પીવી એના જેવો એમને કોઈ બીજો આનંદ નહોતો થકરે અને ડિકન્સ તથા બાઇબલની એક ફાટીતૂટી આવૃત્તિ એ જ્યાં જાય ત્યાં સાથે લઈને જ જતા

૧૭

# પાછા ફર્યા પછી

ઇંગ્લંડથી એ પાછા ફર્યા ત્યારે પૂનામા સરકારી અમલદારોના થયેલા ખૂનના સબધમા નાતુભાઈઓને સરકારે દેશનિકાલ કર્યા હતા અને લોકમાન્ય શ્રી બાળગગાધર ટિળકને સરકારે કેસ ચલાવીને જેલના સળિયા પાછળ માંડલેની જેલમા બર્મા ધકેલી દીધા હતા મહારાષ્ટ્ર દુષ્કાળ અને પ્લેગથી, અને ત્યા ફાટી નીકળેલી રાજદ્રોહની પ્રવૃત્તિ સામે સરકારે દાખવેલી દમનનીતિથી, હેરાન હેરાન થઈ ગયુ હતુ દેશભરમા અસંતોષનુ વાતાવરણ ઝપાટાબંધ ફરી વળ્યુ હતુ અને મુબઈમા ફીરોઝશાહની હાજરી વિના રાજકીય જીવન ફિક્કુ અને દોરવણી-વિહોણુ થઈ ગયુ હતુ

૧૮૯૮ની ૧૪મી ફેબ્રુઆરીને રોજ મુબઈના ધારાસભાગમા જ્યારે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટબિલ પહેલા વાચન માટે રજૂ થયુ, ત્યારે ફીરોઝશાહનુ સૌને પુનર્દર્શન થયુ આ ખરડો બહાર પડ્યા પછી નવ મહિને કાયદાનુ રૂપ પામ્યો હતો અને એમા ફીરોઝશાહની આગેવાની તળે ધારાસભાગનો વિરોધપક્ષ કેટલાક અત્યત જરૂરી સુધારા કરાવી શક્યો હતો

૧૮૯૮-૯૯મા એમની તબિયત બરાબર સુધરી ગઈ એટલે એમના મિત્રોએ એમને ફરી શાહી ધારાસભાગની ચૂટણીમા ઉમેદવારી કરવા દબાણ કરવા માડ્યુ પહેલા તો એમણે ઘસીને ના જ પાડ્યા કરી એટલુ જ નહિ એ 'ના' ઉપર આધાર રાખીને ભાઈ નવરોજી એન વાડિયા જે એ જમાનાના મિલ ઉદ્યોગમા એક આગળ પડતા ગૃહસ્થ હતા એમણે પોતાની

ઉમેદવારી નોંધાવી અને મત મેળવવાની પ્રવૃત્તિઓ પણ શરૂ કરી દીધી. અહીં નોંધવું જોઈએ કે ફીરોઝશાહે રાજીનામું આપ્યુ ત્યારથી આ જગા ખાલી પડી રહી હતી અને ધારામંડળની જે જે પ્રવરસમિતિઓમાં એમને ચૂંટવામાં આવેલા, તેનાં કામકાજમાં એમની ગેરહાજરીને લીધે મુબઈના પ્રતિનિધિની ખોટ પડતી હતી. ફીરોઝશાહે ફરી ઊભા રહેવાની જરા પણ ઇચ્છા પહેલેથી દર્શાવી હોત, તો ભાઈ વાડિયા એમની સામે હરીફાઈમાં ન ઊતરત. પણ એમણે અગાઉ મુબઈના ધારામંડળની ચૂંટણી વખતે કર્યું હતુ એમ — પણ આ વખતે તો છેક છેલ્લી ઘડીએ — પોતાના મિત્રો, પ્રશંસકો અને ખુશામતિયાઓના દબાણથી ફેરવી તોળ્યુ અને ઉમેદવારી નોંધાવી. આથી ચિડાઈને ભાઈ વાડિયા પોતાની ઉમેદવારીને ચીટકી રહ્યા પરિણામે બંને ઉમેદવારો વચ્ચે મત માટે તીવ્ર રસાકસી થઈ. આવી રસાકસીમાં અને એ પછી મળતા વિજયમાં ફીરોઝશાહને કોઈ વિશિષ્ટ આનદ પડતો હોય કે ગમે એમ, પણ આ વખતે એમને વિજય મેળવવા પોતાનો મત પણ પોતાના પક્ષે વાપરવો પડયો અને બન્યુ એમ કે એ એક વિશેષ મતે જ એમને વિજયી બનાવ્યા! આથી 'ગમ્ત ગુફ્તાર' અને 'પાયોનિયર' વગેરે વિરોધી છાપાઓએ આને નમ્રતાનો અભાવ લેખી બહુ મોટો ઊહાપોહ જગાવવા પ્રયત્ન કર્યો અને આની રીતે પોતાનો મત વાપરવો એ નીતિયુક્ત નથી માટે તમારે રાજીનામુ આપી ફારગ થવુ જોઈએ, એવી સૂચના પણ કરી! આની વિરુદ્ધ 'બોમ્બે ગેઝેટે' ફીરોઝશાહનો પક્ષ કર્યો અને લખ્યુ કે કોઈ ઉમેદવાર મતપત્રમા ચોકડી પાડતાં પોતાનુ નામ ખાલી રાખી હરીફને મત આપે નહિ! એક વાર ઉમેદવારી કર્યા પછી કાયદેસરનાં તમામ પગલા ભરી વિજય મેળવવો એમા કાંઈ ખોટું નથી જ.

૧૮૯૮ના ઉનાળામા ફીરોઝશાહ માથેરાન ગયા ત્યારે સત્તાવાળાઓ સાથેની અથડામણુનો એક એવો પ્રસગ બન્યો કે જે 'સિંહનો રીનો' એ મથાળાના પ્રકરણોમા વર્ણવેલા પ્રસગોની જેમ એમની સિંહધટાનો પ્રતિનિધિ છે વાત એમ બની કે પ્લેગને કારણે એ અરસામા મેજર કોલી માથેરાનના આરોગ્ય નિયામક હતા અને એમને એને અગે વિશાળ સત્તાઓ આપવામા આવી હતી એ ભાઈ લશ્કરી ખાતાના માણુસ હોઈ ગરમ મિજાજના હતા, અને ફીરોઝશાહને સામાવાળાના મદનુ મર્દન કરવામા સ્વાભાવિક રીતે જ મઝા પડતી એટલે એ બન્ને વચ્ચે આરોગ્ય નિયામકના એક હુકમને અગે ચકમક ઝરી! એ હુકમ મુજબ માથેરાન પર આવનાર બધા મુલાકાતીઓએ પહેલા દસ દિવસ સુધી હમેશા સુપરિન્ટેન્ડન્ટ સાહેબની કચેરીમા પોતાનુ શરીર તપાસાવવા હાજર થવાનુ હતું જેઓ એમ કરવા ન માગતા હોય, એઓ રૂા ૫૦)ની ફી ભરે ને દાક્તરને આતરે દહાડે પોતાના નિવાસસ્થાને બોલાવે, તો ઉક્ત હાજરીમાથી માફી મળી શકશે એવી બારી રાખવામા આવી હતી આ હુકમ મૂળે બધા મુલાકાતીઓને અગવડમા મૂકનારો હતો અને આવા સરકારી હુકમોમા સ્વાભાવિક રીત બને છે એમ મેજરના હાથ નીચેના માણુસોએ અમલમા એને અનેકગણો વધારે અગવડભર્યો કરી મૂકયો હતો જનાબ બદરુદ્દીન તૈયબજી જ એ અરસામા મુબઈની વરિષ્ઠ ન્યાયમદિરના ન્યાયમૂર્તિ હતા, એમણે પણ આ હુકમની સામે ફરિયાદ કરી હતી પણ મેજર કોલીએ એમના બે ચના ના પાડી હતી

સર ફીરોઝશાહની સવારી માથેરાન પર આવતા વાદી કે તરત 'દસ્તૂરી' નામના સ્થળે એમના હાથમા વિગતો માટે એક ફારમ રજૂ કરવામા આવ્યુ એમણે એ જોયુ, વાચી લીધુ ને બધી વિગતો ભરી આપ્યા બાદ આરોગ્ય-નિયામકની કચેરીમાં હાજરી આપવાને લગતી કલમના લખાણ પર છેકો મારીને એ ફારમ પાછુ આપી દીધુ!

સુપરિન્ટેન્ડન્ટે કહ્યુ, 'તમને હાજરી આપવાની ફરજ પાડીશ'

'પાડી જુઓ!' મહેતા બોલ્યા

પછી ગજગ્રાહ શરૂ થયો સુપરિન્ટેન્ડન્ટે ફીરોઝશાહને વારવાર હાજર થવા ફરમાવ્યુ પણ ફીરોઝશાહે કહેવરાવ્યુ કે મારા મુકામે આવીને તપાસી જાઓ, હુ ખુશી છુ

'પણ મારી ફી?'

'ફીઓની વાત ના કરશો તમે તમારી ફરજ બજાવો'

મેજર સાહેબ ગૂચવાયા ને અકળાયા એમણે સરકારમા ફરિયાદ કરી, 'આ તો માનતા નથી, શુ કરવુ?' સરકારે કહ્યુ, 'એ માણસને શુ કામ છેડયો? એ તો ભારકર કાયદાબાજ છે ને કાયદા એના પક્ષમા છે'

આમ મેજર સાહેબે પોતાના મગજની ધારાસભામા ઘડેલો કાયદો એમને તૂટી પડતો જણાયો એ બોલ્યા, 'ફીરોઝશાહ, સરકારના મોટા ન્યાયમૂર્તિઓ પણ મારા નિયમનને માને છે તો તમે કોણ?'

'હુ જુદો માણસ છુ' ફીરોઝશાહ કડે કનેજે બોલ્યા

ફીરોઝશાહ એટલુ કહીને અટક્યા નહિ પોતાના વિરોધના બચાવમા છાપામા ગયા અને પ્લેગ કમિશનર તથા ગવર્નરના ખાનગી મત્રી જોડે એ સબધમા થયેલો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કર્યો ને પછી તો એક પછી એક અનેક પોકારો મોકલનારા લોકો છાપામા નીકળી પડયા અને આગ્લ-હિદી છાપુ મેજરની વહારે ધાયુ એથી છાપાઓમા પણ જગ જામ્યો પણ એની વિગતોમા અહીં ઊતરવાની જરૂર નથી અહીં નોધવાનુ તો એ છે કે ભલભલા જે નિયમનો અને કનડગતોની બરદાસ્ત કરી લેતા, એને સર ફીરોઝે એક મિનિટ પણ વેઠી લેવાની ના પાડી ને બડબડ કરી બેસી રહેવાને બદલે તરત સક્રિય સામનો કરી વિજય મેળવ્યો

કેટલાંક વર્ષો પૂર્વે આવો એક સામનો એમણે યુરોપિયનોની પચાઉગીરી સામે કરેલો. હિંદીઓના પૈસાથી બંધાયેલી મહાબળેશ્વર પરની એક ઇમારતનો કબજો લઈને યુરોપિયનોએ એમાં ક્લબ બનાવી હતી અને પછી ત્યાં હિંદીઓને જ પ્રવેશની મના કરી દીધી હતી! ફીરોઝશાહે આ પ્રશ્ન હાથમાં લીધો હતો, છાપામાં ઊહાપોહ કર્યો હતો, અને લોકોને એમાં ગેરકાયદે કહેવાતો પ્રવેશ કરવા ઉશ્કેર્યા હતા. છેવટે કેસ ચાલ્યો હતો અને યુરોપિયનોને ત્યાંથી ઉચાળા ભરવા પડ્યા હતા! જ્યાં કાંઈ અન્યાય જણાય, કે સરકારી તુમાખી જણાય, ત્યાં તરત એનો સામનો કરવો અને છેવટ સુધી લડવું એ એમનો સ્વભાવ હતો.

૧૯૦૧ ની સાલમાં ફીરોઝશાહ શાહી ધારાસભામાંથી તબિયતને કારણે ફરી છૂટા થયા. એમની ખાલી પડેલી જગાએ એમના પ્રત્યે શિષ્ય જેવો પૂજ્યભાવ સેવતા શ્રી ગોપાલ કૃષ્ણ ગોખલે એમની સંમતિ અને સહાનુભૂતિથી સભ્ય ચૂંટાયા હતા.

આમ એમણે શાહી ધારાસભાની કામગીરીમાંથી શાંતિ મેળવી. પણ થોડા મહિના પછી મુંબઈના ધારાસભામાં જમીન-મહેસૂલના કાયદામાં સુધારો કરતો એક નાનકડો ખરડો એવો રજૂ થયો કે જેની સામે લડતાં લડતાં ફીરોઝશાહે વિરોધ દર્શાવવાની 'વૉક-આઉટ'ની અપૂર્વ નીતિનો ધારાસભામાં પહેલી વાર પ્રયોગ કર્યો.

વાત એમ બની કે ઉક્ત ખરડાથી ખેતીની જમીનોનો માલકીહક ખરીદનારનો મટી જઈને સરકારનો થઈ જતો હતો. અને મહેસૂલ નહિ ભરી શકવાને કારણે જે કોઈ જમીન એક વાર સરકાર ખાલસા કરે ને હરાજીમાં મૂકે, એ જમીન પછી સરકાર પોતાને ફાવે તે શરતે હરાજ કરી શકતી હતી. અર્થાત્ નવા ખરીદનારને કલેક્ટર એ કાયદાને આધારે જમીન-માલિકને બદલે 'રાખવા હોય ત્યાં સુધી રહે ને કાઢવા હોય ત્યારે જાય' એવા ટૂંકી મુદતના સરકારના ખેડૂત બનાવી દઈ શકતો હતો.

સરકાર પક્ષે એવી દલીલ કરવામા આવી હતી કે અમારો વિચાર ખેડુતોને શાહુકારના સાણસામાંથી બચાવવાનો અને રક્ષણ આપવાનો છે ફીરોઝશાહ અને એમના મિત્રો એવુ નહોતા માનતા એઓ એ ખરડાને રાજ્ય-માલકીવાદ ( State Landlordism ) જ માનતા પ્રજાનુ ન હોય એવા રાજ્યમા આ વાદ કેટલો ભયકર થઈ પડે એની એમને ખબર હતી બીજુ એમ પણ ખરુ કે એઓ સામ્યવાદી નહોતા એટલુ જ નહિ, સામ્યવાદ એ અરસામા ક્ષિતિજ પર પણ નહોતો દેખાયો એટને સરકારની સત્તા વધે છે ને જમીન ખરીદનારાઓની ઘટે છે, એ સિવાય એ ખરડામા કશુ વિશેષ નથી એમ જ એઓ માને ને?

બધી દલીલો થઈ ચૂકી ત્યારે અગાઉથી કરી મૂકેલી યોજના પ્રમાણે લઘુમતીમા લડતા ફીરોઝશાહ અને એમના પ્રજાકીય મિત્રોએ ધારાસભામાથી ' વોક આઉટ ' કર્યો એ જમાનામા એ એટલો બધો નવો પ્રયોગ હતો કે ' ટાઇમ્સ ઑફ ઇન્ડિયા 'ના તત્રી સાહેબનુ તો એથી મગજ જ ફરી ગયુ ! એમના તત્રીલેખમાથી આપેલો નીચેનો કટાક્ષપૂર્ણ ઉતારો એનો કાઈક ખ્યાલ આપવા પૂરતો થશે

સાચા દેશભક્તની ફરજ નાસી જવાની છે એ નવા સિદ્ધાત પર ભાર મૂકવા માટે મિ મહેતાને બારણા તરફ ડગલા ભરી જતા જોવાનુ દૃશ્ય ગભીરપણે નિહાળવ સરકેલ છે જો સદ્ગૃહસ્થ* ખરુ પૂછો તો એમની પૂઠળ મેદાની જેમ ચાલી નીકળ્યા તેમનુ વર્તન દયા અને રમૂજની લાગણીઓ જન્માવે છે મિ મહેતા યુક્તિદોષ વારવાર કરતા નથી પરતુ આ કાઉન્સિલના ખડમાથી કરેલ પૂર્વયોજિત નિષ્ક્રમણમા એમણે ભારે ભૂલ કરી છે નાટકીય દેખાય એવો દેખાવ કરવાનો હોવા છતા દેખાવ માત્ર હાસ્યપ્રધાન થયો છે મહેરબાની ખરડો જ્યા હતો ત્યા જ ઊભો છે અને દરેક જણ હસે છે!

આમ લખ્યા પછી ' ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા 'એ તો બીજા વાતો કરનારા લોકોને નામે એમ પણ સુચવ્યુ હતુ કે લોકોએ

---

* શ્રી ગોખલેએ જરા વાર અટકીને એમ કર્યુ હતુ

ફરજ બજાવવા મોકલેલા આ પ્રતિનિધિઓ જો ફરજ બજાવવાને બદલે આમ બહાર જ ચાલ્યા જવાના હોય, તો શા માટે એમણે ગડ્ડનામા આપી નવા, ફરજના બહેતર ભાનવાળા લોકોને માટે જગા ખાલી ન કરી આપવી?

સર ફીરોઝશાહે 'ટાઇમ્સ'ને લખાણથી જવાબ આપ્યો હતો અને વિરોધ પક્ષના કાન્ગો વિગતે રજૂ કર્યા હતા જોકે એથી 'ટાઇમ્સ' હાર કબૂલ કરે એવો તો કોઈ સભવ હતો જ નહિ એમ છતા, પાછળથી આ પ્રશ્ન પર સરકારે જે નમતું મૂક્યુ છે એ બતાવે છે કે ફીરોઝશાહની વાત કેટલી સાચી હતી

## ૧૮
## લૉર્ડ કર્ઝન અને ફીરોઝશાહ

સ્વાતન્ત્ર્યપ્રિય પ્રજાઓ જેમ પોતાના લોકપ્રિય આગેવાનોને માન આપવા પડાપડી કરે છે, એમ ગુલામીમા સુખે મગ્ન પ્રજાઓ પોતાને ગુલામીમા જકડી રાખનાર રાજ્યકર્તાઓને માન આપવા અને એમનો પડ્યો બોલ ઉપાડવા પણ પડાપડી કરે છે આ ન્યાયે લૉર્ડ કિચનર એમની શાહીવાહી ફ્તેગે. પછી હિંદના સેનાપતિ નિમાયા ને મુંબઈને કિનારે પગ મૂકવાના થયા, ત્યારે ત્યાના 'રાસ્ત ગુફ્તાર' નામના પત્રના તત્રી કાબરાજીએ મુંબઈ કૉર્પોરેશનમા ઠરાવ મૂક્યો કે, મુંબઈના આગમન વેળાએ એ સાહેબને કૉર્પોરેશન તરફથી માનપત્ર આપવું' શહેનશાહને, એમના કુટુંબીઓને, વાઈસરૉયોને અને મુંબઈની સેવા કરનાર પ્રસિદ્ધ નાગરિકોને કૉર્પોરેશન તરફથી માનપત્ર અપાયાના દાખલા હતા પણ સેનાપતિને પણ આવે પ્રસંગે માનપત્ર આપવાની દરખાસ્ત એ તો નવો દાખલો પાડનારી દરખાસ્ત હતી બીજુ લૉર્ડ કિચનર બ્રિટિશ સરકારના ગમે એટલા માન વધારનારા ભલે હોય, એમણે બ્રિટિશ શહેનશાહતની લડાઈઓમા ગમે એટલો મહત્ત્વનો ભાગ ભલે ભજવ્યો હોય, મુંબઈની

સુધરાઈએ એમનુ સેનાપતિ તરીકે આગમન થતા શા માટે એમને માનપત્ર આપવુ જોઈએ, એ સર ફીરોઝશાહની સમજમા આવે એમ નહોતુ શહેનશાહ, વાઇસરૉય, ગવર્નર વગેરે પાસેથી તો માનપત્ર આપીને કામ લેવાનુ હોય, પણ સેનાપતિ પાસે શુ લેવાનુ હતુ ? આથી એમણે કામરાજીની દરખાસ્તની સામે સુધરાઈની સભામા પોતાની હમેશની રીત મુજબ કડક ભાષણ કર્યુ આર્ચડ્યુક ફ્રાંઝ ફર્ડિનંડ જેમના ખૂનને નિમિત્તે પાછળથી યુરોપમા પહેલુ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યુ, એ મુમ્બઈની મુલાકાતે પધારેલા ત્યારે એમને માનપત્ર આપવાની દરખાસ્ત નકારાયેલી એ પણ એમણે યાદ કરાવ્યુ તેને પરિણામે મોટી બહુમતીથી કામરાજીની દરખાસ્ત ઊડી ગઈ ભાઈ કામરાજી અને ફીરોઝશાહને સામાન્ય રીતે બારમો ચદ્રમા તો હતો જ એમા આ પ્રસગ બન્યો એટલે એમણે પોતે લેખક ને તની હોવાથી બને એટલી કલમબાજી કરી ને ફીરોઝશાહ પર કાદવ ઉડાડયો 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' વગેરે દેશના આગ્લહિદી છાપા પણ એમા સામેલ થયા ને લૉર્ડ કિચનર જેવા વીર પુરુષનુ સન્માન કરવાની ના પાડવા માટે એવા વીર પુરુષની દૃષ્ટિમા મુમ્બઈને ઉતારી પાડવા માટે ફીરોઝશાહના કહેવાતા 'જુલમ' વિષે કદાચ એટલા બખાળા કાઢ્યા અલબત્ત, ફીરોઝશાહે એમની કલમકચ્ચ તરફ જરા પણ ધ્યાન આપવાની ના જ પાડી અને કિચનર સાહેબ વિના માનપત્રે પોતાને હોદ્દે ચડી ગયા !

આ પ્રસગમાથી પરવાર્યા પછી બીજી મોટી લડત સર ફીરોઝને લડવાની આવી તે લૉર્ડ કર્ઝનના યુનિવર્સિટીઓની સુધારણાના ખરડા સામે હતી એ સાહેબ હિંદમા પધાર્યા ત્યારથી પોતાના મગજમા કાર્યક્ષમતા( efficiency )નુ ભૂત લઈને પધાર્યા હતા એમને લોકશક્તિ કરતા પોતાના અમલદારોની શક્તિમા અને હિંદીઓ કરતા અગ્રેજોમા વધારે વિશ્વાસ હતો, અને જ્યા ત્યા પોતાના તરફની કડકાઈને અભાવે કામો બગડતા ને રઝળતા દેખાતા હતા

યુનિવર્સિટીઓને સુધારવાની બાબતમા પોતાના વિચારોનો અમલ કરવા માટે પ્રથમ એમણે સીમલામા એક કેળવણી પરિષદ બોલાવી એમા એક પણ હિદીને આમત્રણ નહોતુ બધા સરકારી અમલદારોને જ બોલાવેલા ને વાત એવી પ્રચારેલી કે મારે લોકોનો અભિપ્રાય જાણવો છે! વાઈસરૉય સાહેબે એને ખુલ્લી મૂકતા પ્રથમ પોતાના વિચારો વ્યક્ત કરતુ ભાષણ કર્યું અને પછી અમલદારોએ પોતાના વિચારો પ્રગટ કર્યા અથવા તો વાઈસરૉય સાહેબના વિચારોની છણાવટ કરી આ પરિષદ વિષે તો 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ પણ એવી ટીકા કરેલી કે 'કલકત્તામા લૉર્ડ કર્ઝને કહેલુ કે હુ સાચો અભિપ્રાય શો છે તે સાભળીને નક્કી કરવા માગુ છુ, પણ એમણે જે સાભળ્યુ એ તો અમલદારી અભિપ્રાયનુ વલણ શુ છે એ જ!'

આ પરિષદનુ 'નાટક' પૂરૂ થયા પછી ૧૯૦૨ના જાન્યુઆરીમાં આખા પ્રશ્નની તપાસ માટે અને એ બાબત શુ કરવા જેવુ છે એ વિષે ભલામણો કરવા માટે એક કમિશન નીમવામા આવ્યુ હતુ મિ થોમસ રેલે એના સભાપતિ નિમાયા હતા શ્રી* ચીમનલાલ સેતલવાડની સાથે રહીને ફીરોઝશાહે એની સમક્ષ એક યાદી (મેમોરેન્ડમ) રજૂ કરી હતી ૧૯૦૨ની ચોથી માર્ચે કમિશને એમા રજૂ કરેલ વિચારો વગેરે વિશે પણ તપાસ કરી હતી, અને ૧૯૦૨ના જૂનમા પોતાની ભલામણો પ્રગટ કરી હતી એ ભલામણો પ્રત્યાઘાતી હોવાથી દેશભરમા વિરોધનો વટોળ જાગ્યો હતો લોકોને લાગેલુ કે વર્તમાન સસ્થાઓને સુધારવાનો નહીં પણ નાબૂદ કરવાનો પ્રયત્ન (આમા) કરવામા આવે છે અને જે નવી યોજના રજૂ થયેલ છે એ મુજબ તો કેળવણીની બાબતમા લોકોનુ કશુ ચાલશે જ નહિ ટૂકામા કહીએ તો કમિશનની ભલામણો કૉલેજની ફી વધારવી, પરીક્ષાનુ ધોરણ ઉચ્ચતર કરવુ, કાર્યવાહક સભા (સિન્ડીકેટ) અને નિયામક સભા

* પાછળથી 'સર'

(સેનેટ)ની પુનર્ઘટના કરવી, જોડાયેલી સંસ્થાની માન્યતા બાબત કડક શરતો લાદવી અને કેળવણીના ક્ષેત્રમા ખાનગી સાહસોને વિવિધ યુક્તિઓથી પાછા પાડવા એવી હતી ઉચ્ચ કેળવણીને લગતી બધી બાબતોમા કાર્યક્ષમતાની સાધના એ પ્રથમ અને સર્વોપરી ઉદ્દેશ હોવો જોઈએ, યુવાનોની મોટી સખ્યા અપૂરતા અભ્યાસક્રમમાથી પસાર થાય અને પદવી પ્રાપ્ત કરે એના કરતા એમને મુકાબલે ઓછી સખ્યા ઊચા પ્રકારની સારી સસ્કાર-કેળવણી (લિબરલ એડ્યુકેશન) મેળવે એ હિંદ માટે વધારે સારુ છે, એવુ એવુ એનુ કહેવુ હતુ

કમિશનનાં અહેવાલ અને ભલામણો તે પછી સ્થાનિક સરકારો પર અભિપ્રાયો માટે મોકલવામા આવ્યા હતા યથાક્રમ એ મુંબઈ યુનિવર્સિટી સમક્ષ આવ્યા અને એણે એની વિચારણા માટે એક સમિતિ નીમી એ સમિતિનો અહેવાલ સ્વીકાર માટે ૧૪મી ફેબ્રુઆરી ૧૯૦૩ને રોજ નિયામક સભા સમક્ષ સર ફીરોઝશાહ તરફથી રજૂ કરવામા આવ્યો હતો, એના ઘડતરમા મુખ્ય હાથ પણ એમનો હતો

'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના તત્રી મિ લોવેટ ફ્રેઝર, જે સામાન્ય રીતે સર ફીરોઝશાહના એક કડકમા કડક ટીકાકાર અને પ્રતિપક્ષી ગણાતા, એમણે વર્ષો પછી 'ઇન્ડિયા અન્ડર કર્ઝન ઍન્ડ આફ્ટર' નામના પુસ્તકમા (પૃ ૧૯૧-૯૩) લખ્યુ છે કે,

'કેળવણી-વિષયક સુધારાની લૉર્ડ કર્ઝનની યોજનાઓનો જે ચાતુર્યથી સામનો થયો હતો, એ મોટે ભાગે એક નોંધવાલાયક પુરુષનુ કામ હતુ જે પુરુષે ખરેખર યુનિવર્સિટી સુધાર સામેની લડત જાગતી રાખી, એની તરફ જરા ધ્યાન દેવુ યોગ્ય છે કારણ, લૉર્ડ કર્ઝનના વાઈસરૉયપણાના સમય દરમિયાન હિંદી રાજકીય જીવનમા એણે મોટો ભાગ ભજવ્યો છે એનો પ્રભાવ ઘણી વાર અણછતો હોવાથી કાઈ ઓછો પ્રબળ નહોતો એ જમાનામા સર ફીરોઝશાહ મહેતા નિ શકપણે સૌથી જબરા અને સૌથી વધારે શક્તિશાળી રાજકીય પુરુષ હતા લૉર્ડ કર્ઝનને પોતાના વાઈસરૉયપણાના પાછલા વર્ષોમા જે મુશ્કેલીઓ અનુભવવી

પણ, એનો સબંધ એમની પોતાની મુંબઈ બાબત કરતા સર ફીરોઝશાહ સાથે વિશેષ હતો. '

કહેવાની જરૂર નથી કે લૉર્ડ કર્ઝને પ્રજાના બધા વિરોધ છતા શાહી ધારામંડળ પાસે પોતાની અમલદારી બહુમતીથી ખરડો પસાર કરાવ્યો હતો, અને લોકોના અસતોષમા વધારો કર્યો હતો

લૉર્ડ કર્ઝન આમ છતા કોઈ પણ પૂર્વગ્રહ વિના સર ફીરોઝશાહની શક્તિ જોઈ શક્યા હતા અને એમને શહેનશાહના જન્મદિવસે અપાતા માનઅકરામો વખતે કે સી આઈ ઈ નો ઇનકામ આપવામા આવ્યો હતો સર ફીરોઝશાહે એનો સ્વીકાર કર્યો હતો, પરતુ એથી એમની દેશના પ્રશ્નોની સ્વતત્ર છણાવટમા કે કશામા જરા પણ ફરક પડયો નહોતો છતા, ૧૯૦૪ના મધ્યભાગમા લૉર્ડ કર્ઝન રજા પૂરી કરીને સ્વદેશથી હિંદ પાછા ફર્યા અને મુંબઈ કૉર્પોરેશનમા એમને રિવાજ મુજબ માનપત્ર આપવાની દરખાસ્ત આવી, ત્યારે સર ફીરોઝશાહ બોલેલા

'આ માણસ માન આપવા જેવો નથી રિવાજ મુજબ અપાતુ માનપત્ર જ્યારે એ અહીંથી ગયા ત્યારે અપાયુ હતુ હવે એને બીજુ માન શેનુ આપવુ છે? હુ તો એની વિરુદ્ધ છુ ' આમ કહીને એમણે લૉર્ડ કર્ઝનના રાજ્યના દોષો ગણી બતાવ્યા અને એના પર પસ્તાળ પાડી પણ એમને જ્યારે જણાયુ કે પોતાના મિત્રો અને સાથીઓ પણ આ બાબતમા એમનાથી અલગ પડતા જાય છે, ને પોતાની વાત મત પર જતા ઊડી જવાનો સભવ છે, ત્યારે એમણે એક યુક્તિ કરી એમણે લૉર્ડ કર્ઝનના ગવર્નર જનરલ અર્થાત્ હિંદી સરકારના વડા તરીકેના સ્વરૂપને વાઇસરૉય કિંવા તાજના પ્રતિનિધિ તરીકેના સ્વરૂપથી જુદુ પાડયુ ને એવો સુધારો રજૂ કરવાની ઇચ્છા દર્શાવી કે માનપત્ર આપવુ હોય તો ગવર્નર જનરલ તરીકે નહિ પણ વાઇસરૉય તરીકે, તાજના પ્રતિનિધિ તરીકે આપવુ વાત મત પર ગઈ, ને સર ફીરોઝશાહની એક મતે હાર થઈ!

આ મતગણતરી અંગે એવી વાત પ્રચલિત છે કે, ફીરોઝશાહે પોતે જ મતગણતરી કરેલી અને જાણીજોઈને એ એવી કરેલી કે જેથી પોતાની એક મતે હાર થાય; અને વાઈસરૉય આટલા જબરદસ્ત વિરોધવાળું માનપત્ર સ્વીકારવાની જાતે જ ના પાડે!

## ૧૯

## બંડ – ફીરોઝશાહ સામેનાં

૧૯૦૩ની મદ્રાસ મહાસભામાં સર ફીરોઝશાહ હાજર થયા હતા.— એમની પોતાની ઇચ્છાથી નહિ, પણ મિત્રો અને પ્રશંસકોના ખાસ આગ્રહથી. પાંચેક વર્ષ પર મહાસભા ત્યાં ભરાઈ હતી ત્યારે પણ આવો જ આગ્રહ કરવામાં આવ્યો હતો, પણ એનો એ સ્વીકાર કરી શકયા નહોતા. મહાસભામાં નવું લોહી આવવા માંડયું હતુ અને વયોવૃદ્ધ આગેવાનોની આગેવાની સામે એ ધીમે ધીમે પણ મક્કમપણે પોકાર ઉઠાવતુ જતુ હતુ. પાંચેક વર્ષો પર સર શંકરન નાયરે એમને મદ્રાસ મહાસભામાં હાજર રહેવા આગ્રહ કરતો પત્ર લખ્યો હતો એમાં એનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે—

> ‘દરિયો શાંત હોય ત્યારે કદાચ મહાસભાને આપની કે તમારી હાજરીની જરૂર ન હોય પણ કટોકટીના સમયમા તમે ગેરહાજર હશો તો મહાસભા એવા માણસોના હાથમા જઈ પડશે કે જે આપણને અણગમતા હોય. જો તમે અને તમારા જેવા અહીં આવશો તો મહાસભા તમારું સાંભળશે એ નક્કી સમજશો.’

એ વખતે સર ફીરોઝશાહ હાજર રહી શકયા નહોતા, પણ એવા જ આગ્રહથી આ વખતે જ્યારે એ હાજર થયા, ત્યારે મહાસભાના વરાયેલા પ્રમુખ શ્રી લાલમોહન ઘોષના છાપેલા ભાષણમાં વડીલોની આ વડીલશાહી પર, નવજુવાનો વાંચીને ખુશ થાય એવા બેચાર શબ્દો હતા. મહાસભાના મુખ્ય મુખ્ય પુરુષોના હાથમાં તો

આવાં ભાષણોની નકલ સામાન્ય રીતે તે મંચ પરથી વંચાય એ અગાઉ આવી જાય; પણ આ વખતે ફીરોઝશાહને એ લગભગ છેવટ સુધી નહોતી મળી, પણ એમને કાને આ વાતની હવા ગઈ હતી. છેવટે જ્યારે ભાષણની નકલ એમના હાથમાં આવી ગઈ અને એમાંથી એમણે પ્રમુખ સાહેબની સલાહ વાંચી કે, "આગેવાનો સંભાળજો! ગીબને એક રોમન લોકપ્રતિનિધિ વિષે કહ્યું હતું કે, 'એ દેશભક્તોની ભાષા બોલતો અને જુલમગારોના પગલે ચાલતો એવું તમારે વિષે ન કહેવાય!'" ત્યારે એમણે એનો જવાબ આપવાનો નિશ્ચય કર્યો ને પ્રમુખની ચૂંટણીની દરખાસ્ત રજૂ કરતી વખતે ઘોષ સાહેબની મહાન શક્તિઓની કદર કર્યા પછી પ્રમુખ સાહેબના શબ્દો પાછા આપના નીચેના અર્થના ઉદ્ગારો કાઢ્યા.—

'ઇંગ્લંડમાં ચૂંટણીની હાર પછી ઘોષ સાહેબે રાજકારણમાંથી સંન્યાસ લીધો છે, અને સંભવત વસ્તુસ્થિતિથી વેગળા એવા વિચારો સેવતા થયા છે. દાખલા તરીકે, પ્રતિનિધિબંધુઓ! એ એવું કલ્પે છે કે હું, એક નરમ પારસી, નરમ જાતિનો માણસ જુલમગારી કરતો હોઈ શકું! ના, ના, સદ્‌ગૃહસ્થો! એક મોટામાં મોટા ઇતિહાસકારના શબ્દો ટાંકીને એ મારે વિષે સૂચવે છે કે હું દેશભક્તોની ભાષા બોલું છું પણ જુલમગારોની ચાલ ચાલું છું' બીજું, સદ્‌ગૃહસ્થો એ આપણા યથાર્થ જગત સંબંધમાં આવતા નથી, પણ કેમ વર્તમાનપત્રો વાંચીને એવો અભિપ્રાય ધરાવતા થઈ ગયા લાગે છે કે મહાસભામાં ભયંકર પક્ષો પડેલા છે ને ભયંકર ટોળીઓ બંધાઈ ગઈ છે! હવે જ્યારે એઓશ્રી રાજકીય સંન્યાસમાંથી બહાર આવ્યા છે, ત્યારે એમને કહેવાનું હું માફ કરીશ કે અમારામાં અમારા નાના નાના મતભેદો છે—અમારામાં એ હમેશ હતા અને હું આશા રાખું છું કે એ હમેશાં રહો, પરંતુ અંગત આકાંક્ષા અને સ્વાર્થી હેતુઓ પર રચાયેલા પક્ષો અને ટોળીઓના અસ્તિત્વ વિષે અમે સંપૂર્ણપણે અજાણ છીએ.'

અણધાર્યા સમયના આ અણધાર્યા સપાટાથી પ્રમુખ સાહેબ જરા લેવાઈ ગયા હતા અને એમના ભાષણમાંના સપાટાનું જોર

એમ આગળથી તૂટી પડતા મહાજનોમા ભારે રમૂજ ફેલાઈ ગઈ હતી

શ્રી લાલમોહન ઘોષે પ્રમુખપદેથી સર ફીરોઝશાહની ટીકાનો જવાબ આપવા પ્રયત્ન કર્યો હતો અને કહ્યુ હતુ કે, “જો ભ્રમમા પડેલો હોઉં તો મને એટલો આ મસતોષ છે કે કલકત્તા અને મદ્રાસના આગેવાન છાપા પણ મારી જેમ એ જ ભ્રમમા પડેલા છે! પણ સર ફીરોઝશાહે એ કહેલુ જ હતુ કે, છાપા સિવાય કરો આધાર આ રાજકીય સન્યાસ છોડીને રાજકારણમા આવેલા યોગી પામે નથી!

આ બનાવ ત્યાર પછી ઘણા છાપાઓમા ગવાયો હતો અને સર ફીરોઝશાહનો બચાવ કરતા ‘ધી મદ્રાસ સ્ટેન્ડર્ડ’ના તત્રી શ્રી પિલાઈ મહાશયે લખ્યુ હતુ કે—

‘અમારે મન એ સિતમગર તો નથી જ, એ આગેવાન છે, પણ જુલમી પ્રકારના નહિ એ પોતાના વિરોધીઓને હકીકતોના વજનથી અને દલીલોના જબરદસ્ત પ્રભાવથી જેર કરે છે જે પુરુષ વાદવિવાદના વાતાવરણમા ઊછર્યો છે અને જીવે છે એ સિતમગર કદી હોઈ શકે નહિ કારણ એ ક્ષેત્રમા બધા સમાનપણે વર્તી શકે છે, અને પોતપોતાના શસ્ત્રો નિર્મુક્તપણે વાપરી શકે છે એ મહાસભા વાદીઓની કલ્પનાને જાગ્રત કરી શકે છે અને એમના હૃદયો હચમચાવી શકે છે બીજો કયો મહાસભાવાદી એ કર્યે એમના કરતા વધારે અસરકારક રીતે સાધી શકે એમ છે?’

અત્રે યુવાનોના વિરોધનો એક બીજો મુદ્દો નોધવા જેવો છે યુવાનો મહાસભાનુ બધારણ માગતા હતા પણ ફીરોઝશાહ ‘હજી વાર છે, વાર છે!’ કહ્યા કરતા હતા યુવાનોના મનમા એ સ્થિતિ ખૂચતી અને અસતોષ વિવિધ ટીકાઓ રૂપે પ્રગટ થતો

યુવાનોના અસતોષને અને જહાલ તત્ત્વોના જુવાળને કાબૂમા રાખવામા મહાસભામા ફીરોઝશાહનો મોટો ફાળો મનાતો ૧૯૦૪મા જ્યારે મહાસભા મુબઈમા મળી, ને એ સ્વાગત પ્રમુખપદે બિરાજેલા

હતા, ત્યારે દેશમાં વધતી જતી ગજદ્રોહી ભાવના સામે પોતાનું મતવ્ય રજૂ કરતાં તેમણે જણાવ્યું કે —

"શ્રી. મહાદેવ ગોવિંદ રાનડેની જેમ હું પાકો, જબરો આશાવાદી છું હું માનુ છું કે ઈશ્વર મનુષ્ય મારફત જગતને દોરી રહ્યો છે. આ પૌર્વાત્ય નસીબવાદ હોઈ શકે, પણ એ સક્રિય છે, નિષ્ક્રિય નથી. એ એવો નસીબવાદ છે, કે જે સ્વીકારે છે કે જગતતંત્રનાં મનુષ્ય–ચક્રોએ પોતાનુ નિયત કાર્ય સિદ્ધ કરવા સક્રિય કામ કરવુ જોઈએ.

"'જગત્કર્તા છુ નથી, વિશ્વાસ માં ના હું ધરું ?
જે જગત્કર્તા છે ખરે તે દોરશે નિત્યે મને.'

"એ કવિવાણીમાં હુ આશા અને સંતોષ શોધુ છુ મારી મજબૂત વફાદારી આ આશા અને ધીરજના ખડક પર રચાયેલી છે રાનડેની જેમ હુ બ્રિટિશ રાજ્યનો — દુનિયાને એક છેડે પડેલો એક નાનકડો ટાપુ એક દૂર દૂર આવેલા તદ્દન જુદા પ્રકારના (વિશાળ) ખંડમાં પોતાની સત્તા જમાવે એ અદ્ભુત નિર્મિતિનો — સ્વીકાર કરુ છું આ વસ્તુને ઈશ્વરેચ્છાની જાહેરાત ન માનવી એ ભૂલ છે "

મુંબઈ મહાસભામા તો યુવાનોનો આ જુવાળ રોકયો રોકાઈ ગયો પણ કાશીમાં એ ફરી ઊપડ્યો, કલકત્તામા પ્રબળ થયો અને છેવટે સુરતમા ફાટી નીકળ્યો

મુંબઈ મહાસભામા આ જુવાળ મસલત સમિતિમાં થયેલી બંધારણની જરૂર વિષેની ગરમાગરમ ચર્ચા વખતે બાબા મુરલીધર નામના પંજાબના સિંહ કહેવાતા પ્રતિનિધિને મોઢે વ્યક્ત થયેલો એમણે ફીરોઝશાહ કોઈનુ સાંભળતા નથી, ને બધાને પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી ચૂપ કરી દે છે ને પોતાનુ ધાર્યું જ કરાવે છે, એ બાબત કડવી ફરિયાદ કરી હતી સર ફીરોઝશાહે જવાબમા પોતાની નિર્દોષતા વ્યક્ત કરી હતી, અને પ્રતિનિધિઓને પૂછ્યુ હતુ કે તમે તમારા અભિપ્રાયો વિષે અહીં દલીલ કેમ કરતા નથી ? અને તમારુ ધાર્યું કેમ કરાવતા નથી ? હુ શુ મારા વિચારો અને અભિપ્રાયો છોડી દઈને તમારી વાત લઈ બેસુ ?

'ગૃહસ્થો ! મારા વ્યક્તિત્વના પ્રભાવને હુ નહિ રોકી શકુ' શી રીતે રોકી શકુ ?'

આ મહાસભાએ પ્રચારાર્થ પોતાના પ્રતિનિધિઓને ઇગ્લડ મોકલવાનુ ઠરાવ્યુ હતુ અને સર ફીરોઝશાહને એની રૂએ ઇગ્લડ જવાનુ ઘણુ દબાણ કરવામા આવ્યુ હતુ પણ બાદશાહી રહેણીકરણીને લીધે, તેમ જ દેશમાના એમના રોકાણોને લીધે, એમણે એનો સ્વીકાર અશક્ય જણાવ્યો હતો અને ૧૯૦૫ની ત્રીજી મેને રોજ એમના જ પ્રમુખપણા નીચે મળેલી સભાએ શ્રી ગોખલેજીને અને મિ ઝીણાને ઇગ્લડ મોકલવાનુ ઠરાવ્યુ હતુ

## ૨૦

## બંડ – સર ફીરોઝશાહના

૧૯૦૫ના એપ્રિલમા એટલે કે લગભગ વીસ વર્ષ પછી સર ફીરોઝશાહ ફરી મુમ્બઈ કોર્પોરેશનના પ્રમુખ ચૂટાયા આ ચૂટણીનુ કારણ પ્રિન્સ ઓફ વેલ્સની પધરામણી હતી આવા પ્રસગે પ્રમુખ થવાની સામાન્ય રીતે પડાપડી થાય છે કારણ શાહી કુટુબના નબીરા જોડે—ભવિષ્યના શહેનશાહ જોડે—હાથ મિલાવવો એ એક મોટુ માન મનાય છે કોર્પોરેશનની નજર આવે પ્રસગે પોતાના બેતાજ બાદશાહ તરફ પડવાથી ઉપર્યુક્ત કદરૂપી હરીફાઈ એને ના જોવી પડી અને એની પ્રતિષ્ઠાને શોભે એવી સર્વાનુમતિથી ચૂટણી પતી ગઈ

થોડા મહિના પછી એમની સૂચનાથી એમના મત્રીએ સરકારને એવા અર્થનુ લખ્યુ કે, ૧૮૭૫મા પ્રિન્સ ઓફ વેલ્સ પધાર્યા ત્યારે સરકાર તરફથી બહાર પડેલા જાહેરનામા તરફ હુ સરકારનુ ધ્યાન ખેંચુ છુ, અને પ્રિન્સ ઓફ વેલ્સ આપણે આગળે પગ મૂકે ત્યારે એમના સ્વાગતમા કોર્પોરેશનના સભાપતિનુ, કમિશનરનુ અને શેરીફનુ સ્થાન આગળ પડતુ રાખવાનો ચાલ છે એ ધ્યાનમા રાખવા

વિનતી કરું છુ કાઈ જવાબ ન આવ્યો પણ થોડા દિવસ પછી સરકારની છાપાજોગી એક યાદી બહાર પડી એના પરથી જણાયુ કે, ઉપર્યુક્ત બણેને સ્વાગતપદમાથી પડતા મૂકવામા આવ્યા છે ફીરોઝશાહ કૉર્પોરેશનનુ અને શહેરનુ આવુ અપમાન કેમ સાખી લે? શા માટે સાખી લે? એમણે કૉર્પોરેશનની એક અવિધિસરની સભા બોલાવી એક બાજુ સરકારને ઊભી થયેલી ગભીર પરિસ્થિતિની ખબર આપવામા આવી, અને બીજી બાજુ સરકાર પોતાની રીત ન બદલે તો માનપત્રની સભા મધ ગખવાની, એમા અસહકાર કરવાની અને વાવટા વગેરે ઉતરાવી લેવાની પણ દરખાસ્તો થઈ

છેવટે સરકારે આવો મામલો જોઈને પોતાના મુખ્ય મત્રીને ફીરોઝશાહ પાસે મોકલ્યા અને જણાવ્યુ કે, સ્વાગતમા ફીરોઝશાહને એમનુ માનભર્યું સ્થાન આપવામા આવશે તેથી ફીરોઝશાહે કૉર્પોરેશનની સભા બોલાવી અને ગઈગુજરી ભૂલી જઈને બધાએ સ્વાગતમા ભાગ લેવાનુ નક્કી કર્યું!

૧લી જુલાઈ, ૧૯૦૫ને રોજ લૉર્ડ કર્ઝને દેશમા 'સ્ટૅન્ડર્ડ ટાઇમ'ને નામે ઓળખાતો સમય દાખલ કર્યો હતો એની પૂર્વે દેશના જુદા જુદા ભાગમા ઘડિયાળો જુદા જુદા સ્થાનિક સમય બતાવતી ને રેલવેઓ 'મદ્રાસ ટાઇમ' બતાવતી મુબઈ સરકારે અને ઘણીખરી જાહેર સસ્થાઓએ લૉર્ડ કર્ઝનના ઉપર્યુક્ત હુકમ પછી મુબઈ ટાઇમ કરતા પોતાની ઘડિયાળો સ્ટૅન્ડર્ડ ટાઇમ મુજબ ૩૯ મિનિટ આગળ મૂકી

કૉર્પોરેશને પણ પોતાની બેઠકમા સ્ટૅન્ડર્ડ ટાઇમ સ્વીકારવાનો ઠરાવ એક વધુમતે પસાર કર્યો ફીરોઝશાહ 'સ્થાનિક સમય' ચાલુ રાખવાના મતના હતા પણ પ્રમુખની ખુરસી પર બેઠેલા હોવાથી કશુ બોલી શકચા નહિ! પરતુ પ્રમુખપદેથી ફારેગ થયા એટલે કે ચાર પાચ મહિના પછી ૧૯૦૬ની ૨૩મી એપ્રિલે

કૉર્પોરેશનમા એક ઠરાવ આવ્યો કે નવા સમયથી લોકોને જે અગવડ પડે છે એ જોતા એ રદ કરવો, ને કમિશ્નરને કહેવુ કે આપણા જૂના સ્થાનિક સમય પ્રમાણે ઘડિયાળો પાછા મૂકવા ફીરોઝશાહે એને ટેકો આપ્યો ને એક કલાક ને સાત મિનિટ સુધી બોલ્યા

આખરે સર ફીરોઝશાહની જીત થઈ હતી, ને ઠરાવ ૩૧ વિ ૨૨ મતે પસાર થતા કમિશ્નરને તરત ઘડિયાળો મુંબઈના સમય પ્રમાણે ગોઠવવાનો હુકમ મળ્યો હતો।

ફીરોઝશાહને આ બાબતમા જીત મળી ખરી, પણ આ પ્રશ્ન અગે યુરોપિયનો અને સરકારનિયુક્ત સભ્યોને જે હાર મળી, તે કારણે ફીરોઝશાહ-વિરોધી એક ટોળી હસ્તીમા આવી

૧૯૦૭ના ફેબ્રુઆરીમા કૉર્પોરેશનની સામાન્ય ચૂટણી આવી ત્યારે એકાઉન્ટન્ટ જનરલ મિ હેરિસનની આગેવાની તળે, કૉર્પોરેશનના કમિશ્નર, અને મુબઈના કલેક્ટરની મદદથી આ ટોળીએ એવો નિશ્ચય કર્યો કે સર ફીરોઝશાહને કૉર્પોરેશનમાં ચૂટાવા જ ન દેવા હમેશ મુજબ સર ફીરોઝશાહે જે પી ઓને અપાતી ૧૬ પૈકીની એક બેઠક માટે ઉમેદવારી નોધાવી એ અરસામા જે પી ઓની સખ્યા લગભગ ૬૦૦ જેટલી હતી અને એમાના મોટા ભાગની હસ્તી કોઈ ને કોઈ સરકારી અમલદારની મહેરબાનીને કારણે હોવાથી આ ટોળીએ વિચાર્યું કે આ મતદાર મડળમા ગાબડુ પાડવુ સહેલુ છે અત્યાર પૂર્વે જે પી ઓએ માગ્યા મત આપ્યા હતા, અને કૉર્પોરેશનમા તેમને ચૂટી મોકલ્યા હતા, પણ આ વખતે એવુ ન થાય એ માટે ઉક્ત ટોળીએ પહેલુ કામ આ મતદારમડળ સમક્ષ પોતાના સોળ ઉમેદવારો ઊભા કરવાનુ કર્યું એમની પસદગી જુદી જુદી કોમોમાથી કરવામા આવી હતી અને એ બધા પાસે એવી પ્રતિજ્ઞા કરાવવામા આવી હતી કે અમે કૉર્પોરેશનમા કોઈ પણ એક માણસની એકહથ્થુ સત્તા ચાલવા દઈશુ નહિ

પેલી ટોળીએ આ સોળ જણને જ મત આપવાનો પ્રચાર પોતાના સર્વ સાધનોથી શરૂ કર્યો હતો સ્ટૅન્ડર્ડ ટાઇમની તકરાર ઉપરાંત સર ફીરોઝશાહે લૉર્ડ કર્ઝનને એના બીજા આગમન વખતે માનપત્ર આપવા નહિ દીધેલું એની કડવાશે પણ આ ટોળીને ઉશ્કેરવામા મદદ કરી હતી અને સરકારને તો એ જોઈતુ જ હતુ માન અકરામથી પણ જે પોતાના ન થાય એવા લોકનેતાની હાર થાય એના કરતા બીજુ વધારે હર્ષદાયી દશ્ય પરદેશી સરકાર માટે બીજુ શુ હોય? ફીરોઝશાહ વિરોધી કાવતરાના ચક્રો બરાબર ચાલ્યા ફીરોઝશાહ વિરોધી પ્રચાર ખુલ્લમખુલ્લા ચાલતો શાસ્ત્રીજી લખે છે

"સર ફીરોઝશાહ અને એમના પક્ષકારોએ ચૂટણીની બાબતમા સરકારી બળોના થતા દુરૂપયોગ તરફ સરકારનુ લક્ષ પણ ખેંચેલુ, પણ સરકારે કાંઈ ધ્યાન નહિ આપેલુ સ્વાભાવિક રીતે જ 'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'એ આ હિલચાલમા આગળ પડતો ભાગ લીધેલો અને બડખોરોને બને એટલો જ નહિ, સાધારણ રીતે ન બને એટલો પણ ટેકો આપેલો નામ આગાખાન પર એમને જેરસ્તે રોકનારો એક તાર અને એમનો એક જવાબ પ્રગટ કરવા માટે, અને કોર્ટ આગળ મૂળ નકલો રજૂ કરવાની આગ્રહપૂર્વક ના પાડવા માટે નાના દાવાઓ ચૂકવનારી કોર્ટના મુખ્ય ન્યાયાધીશે એના તંત્રી મિ લૅવેટ ફ્રૅઝરનો રૂા ૫૦) દંડ પણ કરેલો."

'વન્દેમાતરમ્' અને 'મરાઠા' નામના થોડા વિરોધી પેપરો બાદ કરતા મુમ્બઈની જનતા ફીરોઝશાહનો વિજય પોકારી રહી હતી અને જે પીઓએ એમને જ મત આપવો એવો આગ્રહ કરી રહી હતી

છેવટે ૨૨મી ફેબ્રુઆરીનો ચૂટણીનો દિવસ આવ્યો સર ફીરોઝશાહ અને મિ ફેઝર બને મતદાનસ્થાને હાજર હતા લોકોના ટોળેટોળા જામ્યા હતા ફેઝરને જોઈને એક જણે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના શબ્દો ઉચ્ચાર્યા હતા અને તરત લોકોએ ફેઝરની હુરિયો બોલાવી હતી! અને 'અમારે ફીરોઝશાહ જોઈએ છે!'

'ફીરોઝશાહ એટલે કોરપોરેશન ને કોરપોરેશન એટલે ફીરોઝશાહ!' 'એક ફીરોઝશાહ બરાબર હજાર હેરિસન!' ઇ૦ પોતાને સૂઝયા એવા પોકારો કર્યા હતા કૈઝર રિયોથી પાછા પડયા નહોતા, ઠેઠ સુધી ઊભા રહ્યા હતા, અને મતદાન થઈ ગયા પછી સર ફીરોઝશાહ સાથે હસ્તધૂનન કરીને એમને વિજય ઇચ્છતા વિદાય થયા હતા જ્યારે લોકોએ ફીરોઝશાહને હારકલગીઓથી ઢાંકી દીધા હતા અને એમની ગાડી પાછળ વિજયી પોકારો કર્યા હતા

છેવટે જ્યારે મતગણતરીનુ પરિણામ બહાર પડયુ ત્યારે માલૂમ પડયુ હતુ કે ટોળીએ પસંદ કરેલા સોળ ઉમેદવારોમાથી પંદર વિજયી થયા હતા અને ટોળીની સામે ઊભેલા ઉમેદવારો પૈકી સર દિનશા પિટિટ સિવાય બધા નાપાસ થયા હતા

આ પ્રમાણે ફીરોઝશાહ ચૂટણીમા ૧૭મે નબરે આવ્યા એટલે નિષ્ફળ ગયા દુશ્મનો રાજીરેડ થઈ ગયા, અને મિત્રો દુખી અને નિરાશ, અથવા સરકારની દખલગીરી સામે પ્રકોપથી રાતાપીળા થઈ ગયા જે રૂઢિચુસ્તો એમના તરફ અવિશ્વાસ અને નાપસદગીની નજરે જોતા, અને જે ઉગ્ર રાષ્ટ્રવાદીઓ એમનાથી ડરતા, ને એમને ધિક્કારતા થયા હતા, એ બધા એક થઈ ગયા અને ફીરોઝશાહ પર સહાનુભૂતિ ને પ્રશસાનો વરસાદ વરસવા લાગ્યો એમનુ પૂતળુ કરવાની એક હિલચાલ ઊભી થઈ અને એના ફડમા મોટી મોટી રકમો પણ ભરાઈ ગઈ પણ એમણે જ લોકોને સમજાવી કરીને એ હિલચાલને પાડી વાળી

આમ દેખીતી રીતે સર ફીરોઝશાહ હાર્યા પણ એમની બુદ્ધિ હારી નહોતી એમણે શોધી કાઢયુ કે જીતેલી ટોળકીમાના જનાબ સુલેમાન અબ્દુલ વહીદભાઈ તો સુધરાઈના કોન્ટ્રાકટર છે! એ શી રીતે ચૂટણીમા ઊભા રહી શકે? એ શોધને પરિણામે બિચારા [illegible] ર્યા [illegible]ને ૧[illegible]મા નંબરે

ચૂંટાયેલા સર ફીરોઝશાહ એમ વિજયી વીર તરીકે સોળમે નંબરે પણ ચૂંટાઈ આવ્યા !

ટોળકીએ મોકલેના ૧૫ જણ કોર્પોરેશનના કામની બાબતમા તદ્દન બિન અનુભવી હતા એમાના દરેકે સર ફીરોઝશાહના પક્ષના સભ્ય નહિ થવાના પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી હતી, છતા વાસ્તવિક કામમાજમા એમને – વિશેષ નહિ તો – પોતાના અજ્ઞાનને કારણે પણ, ફીરોઝશાહ કહે એમ જ કરવુ પડતુ અને પરિણામે કોર્પોરેશનમા સર ફીરોઝશાહની બાદશાહત પૂર્વવત્ જ ચાલતી રહી !

પરતુ, સર ફીરોઝશાહ સામેના સૌથી મોટા બડની કથા હજી બાકી રહી એ આવતાં પ્રકરણોમાં

## ૨૧

## ભંગાણના ભણકારા

૧૯૦૫મા મહાસભા કાશીમા ભરાઈ ગોખલેજી ત્યા પ્રમુખપદે બિરાજ્યા હતા લગભગ વિરોધી હિલચાલ એ વર્ષે એની સર્વોચ્ચ કક્ષાએ પહોચી હતી એના વાતાવરણમા બ્રિટિશ રાજ્ય પ્રત્યેની વફાદારી નિદાન નવજુવાનોના દિલમાથી તો ઘસડાઈ જ જતી હતી આની અસર બગાળ ઉપરાત દક્ષિણમા, અને કેટલેક અશે, વરાડ મા ભારે થઈ હતી ગોખલેજીને ભય હતો કે, સર ફીરોઝશાહ જો કાશીની મહાસભામા હાજરી નહિ આપે તો ત્યા ગરબડ થશે થોડીઘણી ગરબડ ત્યા થઈ પણ ખરી, પણ તે ફક્ત વિષયવિચારિણી સમિતિમા જ ત્યા લાલા લાજપતરાયે જે તાતું ભાષણ આપેલુ એથી મહાસભાના મિતવાદી (લિબરલ) મવાળ* આગેવાનો ચોકી ઊઠેલા

* મરાઠીમા આ શબ્દનો અર્થ 'મોળો' થાય છે ફારસી 'મવાલી' સાથે એને કાઈ સબધ નથી

પરંતુ, ૧૯૦૬માં જ્યારે મહાસભા કલકત્તામાં મળવાની થઈ, ત્યારે મહાસભાના પીઢ આગેવાનોને લાગેલું કે નવજુવાન જહાલ પક્ષ કાંઈ નવાજૂની કરશે. આથી સર ફીરોઝશાહ, શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી અને ભૂપેન્દ્રનાથ બસુની ખાનગી યોજનાથી હિન્દના દાદા શ્રી દાદાભાઈ નવરોજીને પ્રમુખપદે બેસાડી મવાળપક્ષે મહાસભા પર પોતાનો કાબૂ ચાલુ રાખેલો. નવજુવાનોનો પક્ષ થોડો હતો; પણ એમનું લોહી ગરમ હતું, ઉત્સાહ અમાપ હતો, અને નિશ્ચય બળવાન હતો. કલકત્તામાં આ પક્ષની આગેવાની શ્રી બિપિનચંદ્ર પાલની હતી. દાદાભાઈ જેવા વયોવૃદ્ધ અને માનનીય નેતા દ્વારા એમને અને એમના પક્ષને અંકુશમાં રાખવાની યોજના થઈ એ એમને નહિ ગમેલી. અને એમણે શરૂઆતમાં તો દાદાભાઈને ધમકીઓ આપીને એમની પાસેથી જ પ્રમુખપદનો બારોબાર ઇન્કાર કરાવી લેવાનો પેંતરો રચેલો. એમણે તાર કરેલો : 'જુઓ દાદાભાઈ, આજથી વીસ વર્ષ પર તમે ફલાણી વેપારી પેઢી જોડે જોડાયેલા હતા, અને એમાં રહીને તમે ઘણાં નહિ કરવાનાં કામ કર્યાં છે. તમે પ્રમુખપદ લેવા હિંદમાં આવશો, તો એ બધાં તમારાં કાળાં કર્મ ઉઘાડાં પાડીશ!' જેમ શક્તિ ઓછી અને ઇચ્છાની ઉગ્રતા વધારે, એમ વહેવારમાં માણસ ગાળાગાળી, મારામારી ઇ૦ વધારે કરે છે ને સામાને ડર દેખાડી મર્યા પહેલાં મરેલો બનાવી વિજય મેળવવા મથે છે. પૂ. દાદાભાઈએ એ તાર ગોખલેજીને (એ વખતે એઓ પણ વિલાયતમાં જ હતા) બતાવી કહેલું, 'આ આનાકાની કરવા જેવી ઘડીપળ નથી. તમે મૂંઝાશો નહિ. શ્રી પાલની વાતોમાં સત્યનો છાંટો નથી. એમ હું ડરી જવાનો નથી. હું કલકત્તા જવાનો જ છું. શ્રી પાલને કરવું હોય તે ભલે કરે!' એમ દાદાભાઈ કલકત્તા ગયા ને પ્રમુખપદે બિરાજ્યા. શ્રી પાલે એમના સંબંધમાં કશું અજુગતું પગલું છેવટે ના જ ભર્યું. ને દાદાભાઈએ પણ પોતાના જોશીલા ભાષણમાં પ્રસંગાનુસાર મહાસભાના રાજકારણ પરત્વે સ્વરાજની માગણી કરીને

જુવાનોના મન અમુક અંશે હરી લીધા એમની ધોળી દાઢીની, પોતાનુ ભાષણ પોતાની મેળે ન વાચી શકાય એટલી બધી એમની વૃદ્ધ ઉમ્મરની, અને એમની આગળ પડતી પ્રતિષ્ઠાની સારી અસર થઈ એમ છતા મહાસભાના કામકાજમા, ખાસ કરીને વિષયવિચારણી સમિતિ મા, જહાલોએ પોકારો અને ધુતકાર વગેરેથી ભારે ગરબડ કરી મૂકી કેટલીક તડાતડી પછી સ્વરાજ, સ્વદેશી અને રાષ્ટ્રીય કેળવણીના ઠરાવો વિષે એકમતી થઈ ગઈ હતી, પણ બહિષ્કારના ઠરાવ પર તીવ્ર મતભેદ હતો બગાળી જહાલો નાગપુર અને દક્ષિણના ટિળક વાદી જુવાનો સાથે મળીને બ્રિટિશોનો બહિષ્કાર સર્વવ્યાપી કરવા માગતા હતા જ્યારે મવાળ આગેવાનો એને બગાળ પૂરતો અને બ્રિટિશ માલ પૂરતો મર્યાદિત કરવા માગતા હતા, અને બહિષ્કારને સ્વરાજ્ય પ્રાપ્તિના એક રાજકીય શસ્ત્ર તરીકે નહિ, પણ બગભગ સામેના રાજકીય વિરોધ તરીકે જ માન્ય કરવા માગતા હતા સર ફીરોઝશાહ એમના આગેવાન હતા એ દાદાભાઈને જમણે પડખે બેઠેલા હતા જહાલોએ ફીરોઝશાહ સામે ઉગ્રવિરોધી સૂતો ખૂબ પોકાર્યાં। પણ ફીરોઝશાહ ન ડગ્યા, એમને ડગવાપણુ હતુ પણ નહિ પ્રતિ નિધિઓની જગી બહુમતીનો એમને સાથ હતો એ તો પૂતળાની જેમ ગભીર અને નિશ્ચલનેત્રે સામુ ને સામુ જ જોતા સ્વસ્થ બેસી રહ્યા શ્રી સુરેન્દ્રનાથ જ્યારે ઊઠ્યા, ત્યારે એમના પર એનાથી પણ વિશેષ પસ્તાળ પાડવામા આવી એ બોલ્યા, 'શુ મારા જ નગરમા મારી જ સામે આવુ વર્તન!' શાસ્ત્રીજી કહે છે "બિપિનચદ્ર પાલ બોલ્યા, 'હા, તમારા જ નગરમા, તમારી જ સામે!'"

પણ, છેવટે બધી ગાજવીજ નિષ્ફળ ગઈ શ્રી બિપિનચદ્ર અને ખાપર્ડેએ જોયુ કે બહુમતી આગળ આપણું જોર આ પોકારો કરવાથી વિશેષ ચાલવાનું નથી એટલે એ પોતાના શિષ્યો સાથે નાટકી ઢબે 'વૉક આઉટ' કરી ગયા ને મહાસભાનુ કામ આગળ

ચાલ્યું. પરંતુ સૌને લાગ્યું કે, ૧૯૦૭માં બાજી આના કરતાં પણ વધારે વણસવાનો જ સંભવ છે.

૧૯૦૭ની મહાસભાને નાગપુરનાં આમંત્રણ હતાં. ૧૯૦૭ના પરોઢમાં જ અલ્લાહબાદથી લોકમાન્ય તિલકે પોતાની હિલચાલ શરૂ કરી દીધી હતી. અને એમની પાછળ પાછળ ગોખલેજીને એનો જવાબ આપતાં ને મહાસભાની આ નવાલ વિચારસરણીનો બચાવ કરતાં ભાષણો આપવા નીકળવું પડ્યું હતું. શ્રી. ગોખલે અને તિલક વચ્ચે આમ વિરોધ જાગ્યો હતો, અને શ્રી. તિલકના અનુયાયીઓને લાગવા માંડ્યું હતું કે. ગોખલે મહાસભાના પ્રમુખ થઈ ચૂક્યા તો આપણા તિલક મહારાજ એ જ સ્થાને કેમ નહિ? આમ નાગપુરમાં મવાલ અને જહાલ એવા બે પક્ષો પડી ગયા. દરેકે પોતાનો પક્ષ સ્વાગત-સમિતિમાં મજબૂત કરવા મહેનત કરવા માંડી, ને હરીફાઈ માંડી. સભાઓમાં પણ એની અસર પહોંચી, અને ત્યાં રોળાશાહીના દેખાવો ને તોફાનો થવા માંડ્યાં! સર જી. ચિટનવીસના પ્રમુખપણા નીચે મળેલી એક સ્વાગતસભામાં શાસ્ત્રીજીના કહેવા પ્રમાણે આ લડાઈ એટલી ઉગ્ર થઈ કે, જહાલોએ પ્રમુખને ખુરસી પરથી ઉઠાડી મૂકવાની ધમકી આપી! પ્રમુખ એથી ડરી ન ગયા; ખુરસી પર બેઠા જ રહ્યા. ને કેટલીક મુશ્કેલી પછી એમાં બંગાળાના આગેવાન ડૉ. રાશબિહારી ઘોષની મહાસભાપ્રમુખ તરીકે રીતસર વરણી થઈ ગઈ. એમ છતાં, તિલક મહારાજના અનુયાયીઓમા એઓ પ્રમુખ ન ચૂંટાયા એ બદલ અસંતોષ તો રહી જ ગયો. ડૉ. ઘોષને બદલે બારિસાલની ખ્યાતિવાળા શ્રી. અશ્વિનીકુમાર દત્ત નામના જહાલ આગેવાનને પસંદગી આપવાનો પ્રયત્ન થયેલો; પણ એમની ખ્યાતિ બંગાળાની બહાર પ્રસરેલી નહિ હોવાથી એમને ટેકો નહિ મળેલો.

આ અસંતોષે હળાહળ કલેશનું જે રૂપ પકડ્યું, એથી સર ફીરોઝશાહ અને એમના પક્ષને લાગ્યું કે મહાસભા નાગપુરમાં ભરવી અશક્ય છે. આથી મુંબઈના એમના નિવાસસ્થાને સહુ

અમિતિની એઠક મળી અને એમા મહાસભા નાગપુરને બદલે સુરત ભરવાનું ઠર્યું. મુમ્બઈની જેમ સુરત ફીરોઝશાહનુ શહેર હતુ; ઉપરાત મહારાષ્ટ્રીઓથી મુક્ત હોવાથી એ શાતિની દૃષ્ટિએ પણ વધારે અનુકૂળ હતુ.

આ નિર્ણય સામે જહાલોએ પોતાનાં છાપાં દ્વારા મોરો ઊહાપોહ કર્યો; અને મવાળ આગેવાનોને, ખાસ કરીને 'મહેતા સાહેબ'ને. સારી પેઠે ગાળો ભાંડી સુરતને ઊધઈણીશીના અઙ્ગાનુ ઉપનામ પણ અપાયુ! આમ છતાં, સુરતે સર ફીરોઝશાહની હાકલ ઉપાડી લીધી અને શ્રી ત્રિભુવનદાસ માલવીના પ્રમુખપણા નીચે, વિના વિરોધે, એક મજબૂત સ્વાગતસમિતિ રચાઈ બધાને ખાતરી થઈ હતી કે આ વખતે મહાસભામા તોફાનો થવાના આથી એક સ્વયસેવક દળ પણ ઊભુ કરવામાં આવ્યુ

જહાલોએ પણ બાકી ના રાખી એમણે પણ એકેક બબ્બે કરીને હજારોની રકમ ઊભી કરી અને બેઠકને સમયે સુરતમાં પુષ્કળ જમાવટ કરવાની યોજના ગોઠવી

ડિસેમ્બર, ૨૬ મીએ જ્યારે મહાસભા મળી, ત્યારે આશરે ૬૦૦૦ પ્રેક્ષકો અને ૧૭૦૦ પ્રતિનિધિઓનો ત્યા જંગી મેળો ભરાયો હતો. બધા ભયગ્રસ્ત અને કુતૂહલગ્રસ્ત સ્થિતિમા હતા હવામા કઈક અવનવુ હતુ કઈક બનવાનુ એવુ બધાને લાગતુ હતુ કાર્યવાહી સરળ રીતે તો નહિ જ ચાલે એ સૌ જાણતુ હતુ બને પક્ષકારોએ એથી મોટી સખ્યા એકઠી કરી હતી આખી મહાસભા લાઠીધારી માણસોથી ભરાઈ ગઈ હતી કેટલીક લાકડીઓ તો કડિયાળી હતી!

## ૨૨

# સુરતમાં ભંગાણ

સ્વાગતપ્રમુખ શ્રી માલવીએ પોતાનુ ભાષણ વાચ્યુ ત્યારે શુશકાર અને વિરોધી અવાજો કરવામા આવ્યા ત્યાર બાદ પ્રમુખના નામની દરખાસ્ત કરવામા આવી અને શ્રીસુરેન્દ્રનાથ બૅનરજી એને ટેકો આપવા ઊભા થયા એ ઊભા થયા કે તરત વિરોધીઓએ અસામાન્ય જોરથી વિરોધી પોકારો કર્યા શ્રી સુરેન્દ્રનાથે પોતાના બુલદ અવાજે બોલવાનો પ્રયત્ન કર્યો, પણ એ પોતાની વાત ન સભળાવી શક્યા શ્રી માલવી અનેકવાર ઊભા થયા ને બોલ્યા, 'સાભળો ! સાભળો ! બૅનરજીની વાત શાતિથી સાભળો !' પણ વ્યર્થ ! શાતિ અશક્ય થઈ પડી હતી એટલે ફીરોઝશાહ મહેતા અને બીજાઓની સલાહથી સ્વાગત પ્રમુખને મહાસભા બીજા દિવસ સુધી મુલતવી રખાયેની જાહેર કરવી પડી

બીજે દિવસે જ્યારે કાર્યવાહી શરૂ થઈ ત્યારે નિ શકપણે એક પક્ષે ઉત્સાહભર્યા સ્વાગતના અને બીજા પક્ષે ઉગ્ર તિરસ્કાર અને તુચ્છભારના દેખાવો કર્યા

ફીરોઝશાહ મહેતા જ્યા બેઠા હતા એ દિશા તરફ તોફાનીઓનું ઝનૂન ખાસ વળેલુ જણાતુ હતુ આખો વખત એમને નિદા અને ગાળોની નિશાનબાજીનુ ખાસ કેન્દ્ર બનાવાયા હતા શ્રી ગોખલેને પણ એનો અ પસ્વ પ લાભ મળતો હતો સ્વાગતપ્રમુખ સભામા આવ્યા કે તરત કોઈકે એમના હાથમા એક ચિઠ્ઠી સેરવી દીધી

ચિઠ્ઠી નીચે પ્રમાણે હતી

'સાહેબ, પ્રમુખ કોને ચૂટવા એ સબધીની દરખાસ્તને અનુમોદન અપાઈ જાય, ત્યાર પછી એ વિષે મારે પ્રતિનિધિઓને

ઉદ્દેશીને બોલવુ છે એક રચનાત્મક દરખાસ્ત કરીને મારે સભા મુલતવીની દરખાસ્ત કરવી છે મહેરબાની કરી મને બોલાવજો

આપનો અત કરણપૂર્વક

બા ગ તિલક

દક્ષ્ખણનો ડેલિગેટ ( પૂના )'

આના પરથી જણાશે કે બીજે દિવસે પણ જહાલપક્ષવાળા ઓનો ઇરાદો મહાસભા સમસ્તને મુલતવી રાખવાની દરખાસ્ત કરવાનો હતો સ્વાગતપ્રમુખને એ ચિઠ્ઠી વાચ્યા બાદ એ દરખાસ્ત સ્વીકારવી અશક્ય લાગી એમણે ફીરોઝશાહ મહેતાને પૂછી જોયુ અને તિલકને એમની માગણી પ્રમાણે બોલવા દેવા નહી એવો ઠરાવ થયો પછી સુરેન્દ્રનાથે પ્રમુખ માટેની દરખાસ્ત મૂકી બારેક વાક્યો બોલીને એ બેસી ગયા પ મોતીલાલ નેહરુએ એમની દરખાસ્તને ટેકો આપ્યો, અને ત્યાર બાદ સ્વાગતપ્રમુખ શ્રી માલવીએ જાહેર કર્યું કે, શ્રી રાશબિહારી ઘોષે રીતસર પ્રમુખ ચૂટાયા છે ઘોષે પ્રમુખસ્થાન લીધુ

પ્રમુખ હવે પોતાનું ભાષણ વાચવા ઊભા થયા પરતુ એ શરૂ કરતા હતા ત્યારે તિલક વ્યાસપીઠ પર ચડયા પ્રમુખ સાહેબ થોડા શબ્દો બોલ્યા એટલામા તો એમણે પૂછ્યુ, 'મારી વિનતીનું શુ કર્યું ?' શ્રી માલવીએ સમજાવ્યુ કે, પ્રમુખની ચૂટણી પણ ન થઈ રહે, ત્યાર 'પહેલા મહાસભાને મુલતવી રાખવાની તમારી દરખાસ્તને હુ શી રીતે રજૂ થવા દઈ શકુ ?'

તિલક મહારાજે કહ્યુ, 'મારે મારો સુધારો મૂકવો જ જોઈશે' તિલક અને મડપમાના એમના અનુયાયીઓએ મોટેથી બોલવા માડયુ કેટલાક માણસો એમ કહેતા પણ સભળાયા કે પ્રમુખની ચૂટણી થઈ જ નથી' આમ બનતું હતું ત્યારે તિલકે કહ્યુ, 'મારો સુધારો મને નહીં મૂકવા દો, તો હુ સભ્યોને અપીલ કરીશ એ પ્રતિનિધિઓ તરફ ફર્યા ડો રાશબિહારી ઘોષ એક વાક્ય તો

ક્યારનુ વાચી ચૂક્યા હતા એ વખતે મહાસભાના વ્યવસ્થાપકોના અનુયાયીઓએ સ્વાભાવિક રીતે કહેવા માડયુ, 'આનુ કેમ ચાલવા દેવાય? આ તો હદ થઈ!' પ્રમુખની ફરતે ઊભેલું મજબૂત સ્વય સેવકદળ બોલ્યુ, 'આ માણસ જક્કીપણું કરશે! તો અમે એને ઊચકીને દૂર કરીશુ' એઓ એ પ્રમાણે કરવાની તૈયારીમા હતા એટલામા તિલક બોલ્યા, 'હુ અહીંથી ખસવાનો નથી તમારે જોઈએ તો મને આખો ઉઠાવો ને દૂર કરો! હુ તો મારો સુધારો મૂકવાનો જ!' પરિસ્થિતિમા મહાગાર પડી ગઈ શ્રી તિલક અદબ મારીને બરાબર પ્રમુખની આગળ આવીને ઊભા!— દૃઢતાથી ઊભા! અને પ્રતિનિધિઓ સમક્ષ ભાષણ કરવા લાગ્યા! સ્વયસેવકો તત્ક્ષણ એમની આજુબાજુ વીંટળાઈ વળ્યા શ્રી તિલકે કહ્યુ કે, 'મને આખો ન ઉઠાવો, ત્યા સુધી હુ જરાપણ ખસવાનો નથી!' પછી મોટુ તોફાન શરૂ થયુ લાઠીઓ ઉગામાઈ! બરાબર એ જ ક્ષણે નીચેથી એક દખ્ખણી સપાટ વ્યાસપીઠ તરફ ઊછળી! બૅનરજીને જરા ઘસાઈને એ ધડ લઈને ફીરોઝશાહની હડપચીને અથડાઈ!

પછી તો લોકમાન્યના અનુયાયીઓ વ્યાસપીઠ તરફ ધસી આવ્યા ધડાધડ લાઠીઓ પડવા માડી ને ખુરશીઓ ઉછળવા માડી છૂટા હાથની મારામારી થઈ કોઈ જાતની વ્યવસ્થા રહી નહીં પ્રમુખને સભા મુલતવી રાખવી પડી

સત્તાધારી આગેવાનો આવા દેખાવોથી ચોખ્ખા ઊકળ્યા ગોખલે ઉત્તેજના અને પુણ્યપ્રકોપથી કપવા લાગ્યા જૂના આગેવાનો પૈકી લગભગ ફીરોઝશાહ એકલા જ આમતેમ શાત અને સ્વસ્થ ફરતા જણાયા થોડી જ વાર પછી એમની લેવાયેલી મુલાકાત વખતે એ હસીને એવા અર્થનુ બોલ્યા હતા કે, 'હુ જાણતો હતો કે ઘણા થોડા વખતમા આમ થશે હુ તો આને છૂપો આશીર્વાદ માનુ છુ આ કસોટીમાથી મહાસભા વધારે પ્રબળ અને વધારે તદુરસ્ત થઈને નીકળશે'

આજે ફીરોઝશાહના મુકામ પર આગળ પડતા પ્રતિનિધિઓની એક મોટી સખ્યા, 'હવે શુ કરવુ? મહાસભાનુ કામ કેવી રીતે આગળ ચલાવવુ?' એ વિચારવા એકઠી થઈ ત્યા સૂચના થઈ કે, મહાસભા તૂટી પડી છે એને ફરી આમન્ત્રિત કરવાનો અર્થ નથી ચાલો આપણે પ્રતિનિધિઓનું એક સમેલન ભરીએ,—ફક્ત એવા જ પ્રતિનિધિઓનુ કે જેમનામા આપણે વિશ્વાસ રાખી શકીએ, અને જેમની પાસે આપણે પ્રતિજ્ઞા કરાવી શકીએ કે અમે મહાસભાને વફાદાર રહીશુ અને અમે નક્કી થાય એ યોજના પ્રમાણે એની પુનર્ઘટના કરીશુ' સૂચના સ્વીકારાઈ અને ધ્યેયમંત્ર ઘડાઈને તૈયાર થયો એ ઘણો અગત્યનો છે ત્યારબાદ ઘણા વર્ષો સુધી મહાસભા એને અનુસરી છે છેવટે જે સ્વરૂપે એ ત્યા સ્વીકારાયો એ નીચે પ્રમાણે છે

હિંદી રાષ્ટ્રીય મહાસભાનુ અતિમ ધ્યેય હિંદને સ્વરાજ્યની પ્રાપ્તિ થાય અને એ સામ્રાજ્યના બીજા સભ્યોની જોડે સામ્રાજ્યની જવાબદારીઓમા અને વિશિષ્ટ અધિકારોમા સમાન ધોરણે ભાગ લેતુ થાય એ છે આ સ્વરાજ્ય સામ્રાજ્યના બીજા સભ્યો ભોગવે છે એવુ હોવુ જોઈએ આ ધ્યેય તરફ હિંદી રાષ્ટ્રીય મહાસભા નીચે જણાવેલી પચવિધ રીતે આગળ વધવા માગે છે

(૧) કડકપણે બધારણીય હોય એવા પગલા ભરીને,

(૨) રાજ્યવહીવટની વર્તમાન પદ્ધતિમા એકધારા સુધારા કરાવીને,

(૩) રાષ્ટ્રીય એકતાની અભિવૃદ્ધિ કરીને,

(૪) જાહેર સેવાની ભાવનાને ઉત્તેજન આપીને,

(૫) અને આમજનતાની સ્થિતિ સુધારીને

જેઓ મહાસભાનો ઉપર્યુક્ત ધ્યેયમત્ર સ્વીકારે તેઓ પ્રાન્તિક સમિતિઓના અને જિલ્લા-સમિતિઓના સભ્યો થઈ શક્શે અને

૧૯૦૮ ની સાલથી ફક્ત આ પ્રાંતિક સમિતિઓ અને જિલ્લા સમિતિઓ જ મહાસભાના પ્રતિનિધિઓને ચૂંટી શકશે"

તા ૨૮મી ડિસેમ્બરે પછી મહાસભાના મડપમા આ ધ્યેય-મત્રનો લેખિત સ્વીકાર કરનારા અને સુવ્યવસ્થિત, શાંત અને શિસ્તબદ્ધ વર્તનની ખાતરી આપનારા પ્રતિનિધિઓનુ સમેલન મળ્યુ એમા ૯૦૦ સભ્યો હાજર હતા અને સ્વયસેવકો તેમ જ પોલીસોનો સખત બદોબસ્ત હતો જહાલપક્ષે આ વ્યવસ્થાને મનસ્વી કહી હતી પણ સમેલનના આગેવાનોએ એની ચિંતા ન કરતા તોફાની ગણાતા તત્ત્વોને કડકપણે દૂર રાખ્યા હતા એ સમેલનમા ડૉ ઘોષ પ્રમુખપદે નીમાયા લાલા લાજપતરાય એ સમેલનમા હાજર હતા અને એમણે પ્રમુખની નિમણુકને ટેકો આપ્યો હતો પછી ત્યા એક બધારણસમિતિ ચૂટવામા આવી હતી, અને એને મહાસભાનુ વિગતવાર બધારણ ઘડી કાઢવાનો આદેશ અપાયો હતો આ સમેલનમા આ એક જ ઠરાવ કરવામા આવ્યો હતો પછી ૧૯૦૮ના એપ્રિલમા અલ્લાહબાદ ખાતે આ સમિતિ મળી હતી અને એણે મહાસભાનુ બધારણ અને મહાસભાના સચાલનની નિયમાવલી ઘડી કાઢ્યા હતા

આ એક કામ કર્યા બાદ ઉપર્યુક્ત સમેલનનુ વિસર્જન કરવામા આવ્યુ હતુ

# ૨૩
# ભંગાણ વિષે ફીરોઝશાહ

સુરત મહાસભા વખતે પડેલું ભગાણ મહાસભાના ઇતિહાસમા ખરી રીતે જોતા પ્રગતિવાદી ભગાણ હતુ એનાથી મહાસભામા કામ કરતા પક્ષોના આદર્શો સ્પષ્ટ થવાના હતા, કોઈ પણ નિશ્ચિત કે લેખિત બધારણ વગર કામ કરતી મહાસભા નિશ્ચિત અને લેખિત બધારણવાળી થવાની હતી, અને કેટલા ભણેલાગણેલા હિંદીઓની સસ્થા મટીને મહાસભા જનતા સમસ્તની, હિંદી માત્રની, થવા મથવાની હતી જહાલોએ બધારણીય ચળવળના પક્ષના આગેવાનોના પોતાદી ચોકા સામે જ અકળાઈને બડ કર્યું હતુ જેમ તાકાત ઓછી અને ધ્યેય પ્રાપ્તિની તાલાવેલી વધારે એમ હિંસાનો આશરો વધારે એ પક્ષવાદ માત્રનો નિયમ છે જ્યારે હિંસા થાય છે અને ભગાણ પડે છે — અને તે કોઈ આદર્શવાદીઓના આવેશને કારણ — ત્યારે જનતાનુ ધ્યાન એ લોકો તરફ વિશેષ ખેંચાય છે અને જનતાને એ લોકો જેમને અશે વધારે નીડર જણાય છે એમને અશે એ જનતાની સહાનુભૂતિ પણ વિશેષ મેળવે છે

આમ છતા કોઈને કોઈની આગળ ભૂડા દેખાવાનું ગમતુ નથી એટલે દરેક પક્ષ પોતાનો બચાવ કરી દોસનો ટોપનો સામાને માથે ઓઢાડવાનો પ્રયત્ન કરે છે સુરતના ભગાણ પછી પણ સ્વાભાવિક રીતે જ, એવુ થયુ હતુ સામસામી નિવેદનો બહાર પાડવામા આવ્યા હતા અને બને પક્ષ તરફથી એકબીજાનો વાક કાઢવામા આવ્યો હતો

જહાલો પણ જેમ બને એમ વહેલુ ભગાણ રદ થાય એ જોવા અત્યત આતુર હતા આથી સમેલનની સામે એમણે પોતાના

માણસોમાથી એક 'મહાસભા સાતત્ય સમિતિ' નામની સમિતિ ઊભી કરી હતી મહાસભા હજી જીવે છે, એટલે એને ફક્ત ચાલુ રાખવાનુ કામ કરવાનુ છે, એવો એમનો ખ્યાલ હતો એમ લાગતુ હતુ કે 'મહાસભા સમેનન અને મહાસભા સાતત્ય સમિતિ' એવા બે પરસ્પર વિરુદ્ધ પક્ષો મહાસભામા પડેલા છે અને દેશમાના ભલા માણસોએ એમની વચ્ચે કાઈ સમાધાન કરી આપવાનુ છે

આ સ્થિતિ આવીને ઊભી રહેતા ફીરોઝશાહે એક નિવેદન બહાર પાડ્યુ તેમા તેમણે જણાવ્યુ કે,

> 'ગમે તે હિસાબે એક થઈ જવાની ભાવભરી અને આગ્રહભરી વિનતીઓમા માહલા લાગણીવેડાનુ મોટુ પ્રમાણ છે, એમ કહ્યા સિવાય હુ રહી શકતો નથી મારા પૂરતુ, હુ માનુ છુ કે ભિન્ન ભિન્ન પ્રતીતિ ધરાવનારા બધા સમૂહોને પોતાની ભિન્ન ભિન્ન મહાસભા હોય એ પરમ ઇચ્છનીય છે એવા સમૂહોનો એક જ સસ્થામા શભુમેળો કરી દેવાથી અભિપ્રાય વસ્તુત કઈ દિશા તરફ ઢળે છે એ સમજવામા ગોટાળો થઈ જાય છે અને કોઈ ખાસ પ્રશ્ન પરત્વે મતભેદ અને પક્ષ ભેદનુ પ્રમાણ શુ છે એ કળવુ અસભવિત થઈ પડે છે આથી કરીને લગભગ સમાન અભિપ્રાયો અને સિદ્ધાતો ધરાવનારા માણસો પોતાના જુદા સગઠન કરે અને જાહેર જનતા સમક્ષ પોતાના અભિપ્રાયોને સ્પષ્ટ અને સુસગત સ્વરૂપે રજૂ કરે એ ઇચ્છવા યોગ્ય છે પછી જાહેર જનતા તકરારના મુદ્દાઓ સ્પષ્ટ સ્વરૂપે જોઈને, પોતાને ઠીક લાગતી અભિપ્રાય વાળી સસ્થાનો પક્ષ સ્વીકારી જ શકે'

આ નિવેદન ઘણા છાપાઓમા છપાયુ હતુ, અને એના પર છૂટથી ટીકાઓ થઈ હતી મહાત્મા ગાધીને મન અહિંસાનુ લડતમા જે સ્થાન હતું એ સર ફીરોઝશાહ અને એમના મતના બીજા આગેવાનોને મન બ્રિટિશ સરકાર સાથેની લડતમા બધારણવાદનુ હતુ, જ્યારે જહાલો આજની જેમ એ દિવસોમા પણ અહિંસાની કે બધારણની કોઈ મર્યાદામા માનતા નહોતા એમને મન પોતાના હેતુઓની સિદ્ધિ

એ જ એક માત્ર મર્યાદા હતી. ટાઢા લોહીના ઘણાખરા આગેવાનોએ સર ફીરોઝશાહની મર્યાદાભરી દઢતાને વખાણી હતી; જ્યારે જહાલોએ એની બને એટલી ઠેકડી ઉડાવી હતી. નોંધવા જેવું તો એ છે કે, જહાલોની નીતિરીતિથી છેવટે મીતવાદીઓમાં જ ભાગલા પડયા હતા. બંગાળાના આગેવાનો ખાસ કરીને ફીરોઝશાહના ઉપર્યુક્ત મક્કમ વલણની વિરુદ્ધ પડ્યા હતા. શ્રી. સુરેન્દ્રનાથના બંગાળી પત્રે ફીરોઝશાહના આ વલણ વિષે ખેદ પ્રદર્શિત કર્યો હતો; અને લખ્યું હતું કે, "એક વિભાગની જ મહાસભા એ રાષ્ટ્રીય મહાસભા નથી; અને વિભાગીય મહાસભાને રાષ્ટ્રને નામે બોલવાનો અધિકાર નથી એમ બંગાળાને લાગે છે. 'મહાસભા-સંમેલન' બહારના લોકો જો ધ્યેયમંત્ર સ્વીકારવા અને પૂર્ણતઃ બંધારણીય એવા ધ્યેયની પ્રાપ્તિ અર્થે બંધારણીય ધોરણે લડત ચલાવવા રાજી હોય, તો એમને મહાસભામાંથી બહાર રાખવા વાજબી ઠરાવી શકાય એમ નથી. એ લોકોની વાજબી માગણીઓ સહાનુભૂતિપૂર્વક ન વિચારવા માટે કોઈ કારણ નથી."

આમ છતાં, ત્યારબાદ ડૉ. રાશબિહારી ઘોષના પ્રમુખપણા હેઠળ ૧૯૦૮માં ભરાયેલી મદ્રાસ-મહાસભા સુધી સર ફીરોઝશાહની પ્રેરણા પહોંચી હતી અને એમાં જહાલોને કડકપણે દૂર રાખવામાં આવ્યા હતા.

## ૨૪
## પોલીસખર્ચનો કાયદો

૧૯૦૭ની સાલમાં સર ફીરોઝશાહના જીવનમાં નાજો અગત્યનો બનાવ એ મુંબઈ ધારાસભામાં જુલાઈ મહિનામાં રજૂ થયેલો પોલીસખર્ચનો કાયદો છે. સરકાર અને કોર્પોરેશન વચ્ચે પોલીસ ખર્ચને અંગે છેલ્લા બાળીસેક વર્ષથી ભારે ઝઘડો ચાલતો હતો. ૧૮૬૫ના કાયદા પ્રમાણે મુંબઈમાં જોઈતી પોલીસનો ખર્ચ સુધરાઈ પર પડતો હતો. સર ફીરોઝશાહ કહેતા, 'પોલીસનો ખર્ચ અમે આપીએ તો એનો કાબૂ પણ અમારા હાથમાં હોવો જોઈએ.' જ્યારે સરકાર કહેતી, 'લાલ કિતાબમાં લખાઈ ગયા પ્રમાણે એ ખર્ચ તમારે માથે છે. એટલે તમારે બીજી કાંઈ ભડભડ નહીં કરવી જોઈએ.' અમુક સંજોગોમાં એ ખર્ચનો કેટલોક ભાગ સરકારે આપવો એવી એક પેટાકલમ કાયદામાં હતી, પણ એ સંજોગોની કાંઈ સ્પષ્ટ વ્યાખ્યા એમાં કરાયેલી નહોતી. એટલે એના જુદા જુદા અર્થ કરીને કોર્પોરેશન અને સરકાર બંને અવારનવાર અમુક ખર્ચ એકબીજાને માથે ઓઢાડવાનો પ્રયત્ન કરતા. સરકારના હાથમાં સત્તા એટલે એ દાવા કરતી ને નાણાં લઈ લેતી, ને કોર્પોરેશન મુખ્યત્વે સર ફીરોઝશાહની આગેવાની તળે હિંદી સરકાર પાસે અને ત્યાં ન ફાવે તો હિંદી વજીર સુધી અપીલ કરતી. ૧૮૮૨માં લોર્ડ રિપનની સરકારે સ્થાનિક સ્વરાજને નગતો જે સાત્ગાર ઠરાવ કર્યો, એ મુજબ આ બાબતમાંથી કોર્પોરેશનને મુક્તિ મળવી જોઈતી હતી. અને એના બદલામાં કેળવણી અને વૈદ્યકીય ખાતાનું ખર્ચ સુધરાઈને માથે પડવું જોઈતું હતું. પણ એનો અમલ મુંબઈ કોર્પોરેશનની બાબતમાં સંતોષકારક ન થવાથી અને ૧૮૮૮ના કાયદામાં સુધરાઈને

માથે પોલીસ ખર્ચનો અમુક ભાગ આપવાની ફરજ ચાલુ રખાયાથી ઝઘડો જીવતો જાગતો જ રહ્યો હતો ૧૯૦૩મા હિંદુ મુસલમાનનું હુલ્લડ થયુ ત્યારે પોલીસ કમિશનરે મુબઈના પોલીસદળમા વધારો કરવાની દરખાસ્ત કરી એને વિષે રિપોર્ટ કરવા એક સમિતિ નિમાઈ હતી ફીરોઝશાહ એમા કોર્પોરેશનના પ્રતિનિધિ તરીકે નિમાયા હતા અને એમા એમણે કડક વલણ અખતિયાર કરી ભનામગોની વકાસણી કરવા માટે પુષ્કળ તક આપવાની માગણી કરી હતી એ તક નહીં અપાયાથી એમણે એ સમિતિના રિપોર્ટ પર સહી કરવાની ના પાડી હતી, અને સમિતિની નીતિરીતિની કોર્પોરેશનમા સખત ઝાટકણી કાઢી હતી પરિણામે સમિતિના મત્રી મિ જેમ્પસ કેમ્પમેન અને એમની વચ્ચે સખત ટપાટપી થવા પામી હતી

લોર્ડ લેમિગ્ટનની સરકારે આ કડવાશનો અત આણવા માટે ૧૯૦૭ની સાલમા એક ખાસ ખરડો તૈયાર કરીને મુબઈ કોર્પોરેશનને પોલીસ ખર્ચમાથી સદતર મુક્ત કરવાની, અને પ્રાથમિક કેળવણી તથા વૈદ્યકીય રાહતના ખર્ચની જવાબદારી ઉઠાવી લેવાની દરખાસ્ત કરી હતી આ વર્ષે અત્યાર પૂર્વે દર્શાવ્યા મુજબ કોર્પોરેશનમા એક ખાસ ટોળકી દ્વારા સર ફીરોઝશાહને ઉતારી પાડવાનો ખાસ પ્રયત્ન થયો હતો આ ટોળકીની જીત થઈ હતી અને હાર પણ થઈ હતી કારણ, ચૂટણીમા સર ફીરોઝશાહ હાર્યા હતા પણ ચૂટાયેલા સભ્યો પૈકી જનાબ વહીદને સુધરાઈના કોન્ટ્રેક્ટર હોવાના કારણે ચૂટણીમાં ઊભા રહેવાનો હક નથી એમ ઠરતા, હારેલાઓમા સૌથી વધુ મત મેળવનાર તરીકે, સર ફીરોઝશાહ પાછળથી ચૂટાયેલા જાહેર થયા હતા ટોળકી તરફથી આવેલા પદરે પદર સભ્યો સર ફીરોઝશાહનું કોર્પોરેશન પરનું વર્ચસ તોડવા જ પ્રતિજ્ઞા કરીને આવેલા હોવા છતાં, બિનઅનુભવને કારણે જ, જીતનો લાભ ઉઠાવી શકયા નહોતા અને પોતાના વિશિષ્ટ અનુભવના તથા બુદ્ધિના જોરે ફીરોઝશાહ

પાછા કૉર્પોરેશનના નેતા બની ગયા હતા સરકાર આ જાણતી હતી બીજું ધારાસભામા પણ સર ફીરોઝશાહ સરકારની વિરુદ્ધ પડે, તો સરકારને કેટલુ ફીણ પડાવી શકે છે, એ એનાથી અજાણ્યુ નહોતુ એટલે આ ખરડો ધારાસભામા રજૂ કર્યો કે તરત સરકારના મત્રીએ એમની જોડે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો, અને ખરડો પસાર કરાવવામા એમની મદદની માગણી કરી હતી ફીરોઝશાહે જવાબમા ખરડાના સિદ્ધાત વિષે સમતિ દર્શાવી હતી, અને જણાવ્યુ હતુ કે, 'તમે સમાધાન વૃત્તિ દાખવશો તો હુ મદદ કરીશ' એમણે તદનુસાર ખરડામા ઘણા સુધારા રજૂ કર્યા હતા સરકારે એમાના ઘણાનો સ્વીકાર કર્યો હતો, અને ખરડાને છેવટે કાયદાનુ રૂપ મળ્યુ હતું એમ આ ચાળીસ કરતા વધારે વર્ષથી ચાલતા ઝઘડાનો અત આવ્યો હતો

## ૨૫
## ડરી ગયા કે શું ?

૧૯૦૮ના અરસામા ફીરોઝશાહ જીવનમા એવે પદે પહોચ્યા હતા કે જ્યા એમની સત્તા અને શક્તિનો સામનો કરનાર કોઈ જ નહોતુ આથી એમની પાસે જતુ લોકોને અઘરુ લાગતુ એમનો સ્વભાવ પણ જરા કડક થઈ ગયો હતો. એ જરા ઉપરી જેવા લાગતા અને રાજકીય પક્ષે નાનેરા એવા જે માણસોને એમનુ કામ હોય, એમને આગળથી વખત માગવો પડતો, અને આવે ત્યારે એમનો ઓછામા ઓછો સમય લેવો પડે એવા હેતુથી પૂરી રીતે પોતાનો કેસ તૈયાર કરીને આવવુ પડતુ એમ કહેવાતુ કે આ બધાને કારણે એ લોકોથી જરા અળગ પડી ગયા હતા

૧૯૦૮મા મહાસભા મદ્રાસમા મળવાની હતી ત્યારે એમને પ્રમુખપદ આપવાની સૂચના થઈ હતી પણ સુરતના ભગાણના

આવાત પછી માન ખાતર પણ એ સ્થાન તો ગે ગણબિહારી ઘોસને જ અપાવુ જોઈએ એવી લાગણી પ્રબળ હોવાથી એમ કરવામા આવ્યુ હતુ ફીરોઝશાહ મ ામ ગયા નહોતા પરંતુ ત્યા એમના મતને માન આપવામા આ્યુ હતુ અને જહાલ પક્ષને એમાથી મહામુશ્કીથી ર ગખવામા આવ્યો હતો દેશમા સરકારી મન પૂરજોશમા ચાલતુ હતુ અનગ અને ઉત્પાત પડી ગયા પછી સરકાર જહાલો પર ચડી બેઠી હતી તિલક મહારાજને રાજ્યદ્રોહના ગુનેગાર ઠેરવી ૭ વર્ષની લાંબી સજા કરી માંડલે મોકલી દેવામા આ ા હતા લાલા લાજપતરાય પણ કાંઈ ને કાંઈ મુશ્કેલીમા હતા અગાઉના નેતા સરકાર સામે સૌમ્યનો આશરો નહીં લેતા હતા ત્યા કહેવાતા ત્રાસવાદીઓનુ જોર એટલુ બધુ હતુ કે ખુ ી રીતે કોઈ કામ રી શ તી નહીં સાથીઓને સાક્ષી આ તા ડરતા રહેવુ પડતુ અને જેઓ સરકારના રક્ષણ પર આધાર રાખી સાક્ષી આપતા એમને પોતાના જાનનો ભોગ આપવો પડતા લોર્ડ મોર્લી હિંદી વજીર હતા એ દરમિયાન આ બધુ થયુ હતુ આમ છતા બીજી બાજુથી મોર્લી બગાડાના ભાગના રદ કરવાની લોર્ડ મિન્ટો સાથે મળીને હિંદને નવા સુધારા આપવાની અને એવી રીતે હિંદની રાજકીય મહત્ત્વાકાંક્ષાઓનુ શમન કરવાની પેરવીમા પણ રોકાયા હતા પણ મ ામની મહાસભાની ફળાહતિ થઈ ત્યા સુધી ાઈ પણ ઉત્સાહજનક સમાચાર બહારથી આવતા નહોતા સખત દમનને કારણ જહાલપક્ષવાળાઓ ખોટી રીતે ઢીલા પડયા હતા પણ મવાળપક્ષના નેતાને લાગતુ કે સરકાર હિંદના રાજ કારણમા મવાળોના હાથ મજબૂત ર્યા કાંઈ પણ કરતી નથી અને મોર્લી આદિ ણી એમ અધિકારીઓની મોરલીના નાદ પર મતા જણાતા હતા આવી સ્થિતિમા જ્યારે જહાલપક્ષવાળાઓ મહા સભાના ધ્યેય પર સહી કરીને મહાસભામા પાછા આવવા માગતા હોય ત્યાર એમને ના કહેવી એ બહુ આ ગી વાત હતી પણ

મદ્રાસ મહાસભા એ આદરી રીતે જ વર્તી હતી અને મેં માનતું કે એ આકરાપણા પાછળ કડક દોરવણી કરતો હાથ ફીરોઝશાહનો જ છે. મિન્ટો-મોર્લી સુધારા વિષે જે પ્રાથમિક દરખાસ્તો થઈ હતી, તે વિષે ૧૯૦૮ના ફેબ્રુઆરી માસમાં ધી બૉમ્બે પ્રેસિડન્સી ઍસોસિયેશન તરફથી ફીરોઝશાહે જે અરજી ઘડી હતી, એમાં એ યોજનાના દોષો બરાબર ખુલ્લા પાડવામાં આવ્યા હતા. દેશમાંથી તત્સંબંધી બીજી અરજીઓ પણ ગઈ હતી. છેવટે એ યોજનાને જે સ્વરૂપ અપાયું, એ એકંદરે મિતવાદીઓનો ટેકો મેળવી શક્યું હતું. ૧૮મી ડિસેમ્બરે 'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના પ્રતિનિધિએ ફીરોઝશાહની મુલાકાત લઈને સુધારાની યુક્ત યોજના વિષે એમનો અભિપ્રાય પૂછ્યો હતો ત્યારે એમણે એને એક સાચા દિવનો પ્રસન્ન જણાવી પોતાને એથી થયેલો આનંદ વ્યક્ત કર્યો હતો. પરંતુ હિંદી વજીરે જે એમ જણાવ્યું હતું કે, હજી ઘણા સમય સુધી હિંદ માટે સ્વરાજ એ સ્વપ્નવત્ રહેવાનું છે, એ વિધાનથી દેશમાં જે ભ્રમ ઉત્પન્ન થયો હતો એનો ઉલ્લેખ કરતાં એમણે જણાવ્યું હતું કે,

> 'લૉર્ડ મોર્લીએ પોતાની શિરસ્તા મુજબની સાવચેતીથી એમ કહ્યું હતું કે હિંદમાં પાર્લમેન્ટ-પદ્ધતિ એ એક એવું ધ્યેય છે કે જેની હું લાલસા રાખતો નથી. હું માનવાનું સાહસ કરું છું કે અત્યારની ઊથલપાથલો જોતાં આ વચન કાઢવા જેવું નહોતું. પણ હું હમેશાં ભવિષ્યમાં અતિ દૂર સુધી ડોકિયું કરવાની વિરુદ્ધ છું. લાંબા વખતથી આદર્શોની વાત કરવાની ટેવને મેં વખોડેલી છે. કંઈ નહીં તો હિંદમાં અત્યારે આપણા હેતુઓ અને ધ્યેયો આપણો વ્યવહારુ રાખીએ અને આપણું અંતિમ ધ્યેય શું હોઈ શકે, એની પંચાતમાં ન પડતાં નજીકના ભવિષ્ય પર આંખ માંડીએ.'

જહાલો અને મવાળો વચ્ચે ધ્યેયના બાબતમાં હમેશાં જે મતભેદ રહેલો છે, એ આ મુત્સદ્દીગીરીનો જ છે. જહાલો દૂરતર ગણાય એવાં પણ અંતિમ આદર્શોને ભજવાની ચિંતા કરનારા હોય

છે, ત્યારે મવાલે દૂર જોના ના પાડે છે, ને આજનું નહીં તે, બહુ બહુ તે કાલનું, કે નજીકના ભવિષ્યનું ધ્યેય ગણાય એના પર જ ભાર મૂકી પછી જોયુ જશે એમ માને છે

૧૯૦૯ની મહાસભા લાહોરમા ભરાવાની હતી અને હિંદભરની પ્રાંતિક સમિતિઓની પસદગી લગભગ સર્વાનુમતે ફીરોઝશાહ પર ઊતરી હતી કેન્ત બગાળા વિરુદ્ધ હતુ ત્યા મહાસભામા પડેના તડ સાધવાની ઉગ્ર ઇચ્છા પ્રવર્તતી હતી લાહોરમા પણ કેટલાક લોકો ફીરોઝશાહની વિરુદ્ધ હતા અને લાહોર મહાસભામા તોફાન થશે, એવા સૂચનોની ખોટ નહોતી તીવ્ર ઉશ્કેરાટની ક્ષણે સુરતમા જે થઈ ગયુ, એટના જ માટે આખા જહાલ પક્ષને સજા કરવી એ ફીરોઝશાહનું પગનું કઠોર છે એવુ ઘણાને લાગતુ એથી કરીને બનતા બધા પ્રયત્ન કરીને એ ઘા રૂઝવવો જોઈએ, અને તિલક વાળાઓને મહાસભામા પાછા લાવવા જોઈએ, એવુ ઘણુ ભારે દબાણ લાવવામા આ યુ હતુ ફીરોઝશાહ પ્રમુખપદ લે તો એ અસભવિત હતુ કારણ એ એવી વાતને વાહિયાત ગણીને જ કાઢી નાખે પણ એક વિચિત્ર વાત બની લાહોર મહાસભાને મળવાના બાર દિવસ બાકી હતા ત્યારે છાપાઓમા એક તાર પ્રગટ થયો લોકો એ વાચીને સડક થઈ ગયા તાર ફીરોઝશાહનો હતો એમા એમણે જણાવ્યુ હતુ 'અણધાર્યા સજોગોને પરિણામે, મહાસભાના પ્રમુખ બનવાના માનનો ત્યાગ કરવાની મને ફરજ પડી છે એ માટે હુ ઘણો દિલગીર છુ' સ્વાગતપ્રમુખ લાલા હરકિસનલાલ પર આ તાર હતો ફીરોઝશાહે પ્રમુખપદનો ત્યાગ કર્યો હતો એ લાહોર આવવાના નહોતા આવુ અસાધારણ પગલુ એમણે શાથી ભર્યુ, એ વિષે હરેક પ્રકારના અનુમાનો ફાટી નીકળ્યા બાર દિવસમા હવે મહાસભાનો કોઈ માણસ પ્રમુખપદ સ્વીકારે, અને લોકો સમક્ષ એક જવાબદાર નિવેદન રજૂ કરે, એવી આશા કેવી રીતે રાખી શકાય? શુ કરવુ એ લોકોને સમજાતુ નહોતુ ગભરાટના

માર્યા સર ફીરોઝશાહ પર તાર પર તાર થયા; પણ ફીરોઝશાહ એકના બે ન થયા. લોકો એમને વિષે તરેહવાર વેણ કાઢવા લાગ્યા બિચારો બુઢ્ઢો ડરી ગયો! કેટલાક કહેતા કે, એમની જિન્દગી જોખમમા હતી અને કેટલાક કહેતા કે, એમના મહોરદારે[1] અનેક કાકલૂદીઓ કરીને એમને રોકી પાડ્યા હતા! એ ગમેતેમ હોય એટલુ નિશ્ચિત છે કે મિત્રોએ પણ ફીરોઝશાહના આ વર્તનને વખોડ્યુ હતુ વસ્તુત જીવનભરના નીડર લડવૈયાનુ આ વર્તન એમને એમના જીવન સાથે 'વિચિત્ર રીતે અસગત' એવુ જ જણાય છે

છેવટે આ મુશ્કેલ પ્રમુખપદ સ્વીકારીને પં મદનમોહન માલવિયા સ્વાગતસમિતિની મદદે ધાયા હતા બેઠકમા ફક્ત ૮૦૦ માણસ હાજર રહ્યુ હતુ, અને મહાસભાનુ સામાન્ય કામકાજ કરી, એ વિસર્જિત થઈ હતી

## ૨૬

## બારમો ચંદ્રમા

૧૯૦૮ના અત ભાગમા મુબઈ યુનિવર્સિટીના કુલપતિ સર જ્યોર્જ ક્લાર્ક[2] જે એ વખતે મુબઈના ગવર્નર હતા, એમણે સરકારી રાહે સેનેટને કેટલાક સુધારા કરવાની સૂચના કરી હતી. ટૂકામા એ નીચે પ્રમાણે હતા

(૧) યુનિવર્સિટી તરફથી લેવાતી મૅટ્રિક અને પ્રિવિયસની પરીક્ષાઓ કાઢી નાખવી અને એમને કોલેજ તરફથી લેવાનું નક્કી કરવુ,

(૨) ફરજિયાત વિષયો કમી કરવા અને મરજિયાત વધારવા,

---

૧. આ એમના બીજી વારના મહોરદાર હતા એમના પહેલી વારના મહોરદાર ઈ. સ. ૧૯૦૭મા ગુજરી ગયા હતા

૨ પાછળથી એ જ લૉર્ડ સીડનહામ થયા.

(૩) શિક્ષણને અને વિજ્ઞાનના અભ્યાસક્રમને અદ્યતન બનાવવા,

(૪) અને યુનિવર્સિટીની જુદી જુદી પરીક્ષાઓના અભ્યાસક્રમ અને વિષયોનું પુનરાવલોકન કરવું

૧૯૦૯ની ૧૫મી જાન્યુઆરીએ નિયામક સભાએ કુલનાયક શ્રી નારાયણ ચંદાવરકરના પ્રમુખપણા નીચે ચર્ચા કરીને આ દરખાસ્તોની વિચારણા કરી અહેવાલ રજૂ કરવા એક સમિતિ નીમી ઓક્ટોબરમાં એ સમિતિએ પોતાનો અહેવાલ પ્રગટ કર્યો એ એક વિચિત્ર અહેવાલ હતો ૯ સભ્યોએ એની પર સહી કરી હતી, અને સાત સભ્યોએ એમાં એની વિરુદ્ધ નોંધો લખી હતી! ૧૯૧૦ની ૨૫મી જાન્યુઆરીએ એ નિયામક સભા સમક્ષ ચર્ચા માટે રજૂ થયો શ્રી ચંદાવરકર પ્રમુખસ્થાને હતા ફીરોઝશાહ પહેલેથી નિયામક સભાની બાબતમાં સરકારી દખલની વિરુદ્ધ હતા અને વસ્તુત ઉપર્યુક્ત વિચિત્ર અહેવાલ એ કુલપતિ તરીકે ગવર્નર કરેલી સૂચનાઓના એમણે કરેલા વિરોધનું પરિણામ હતું એ અહેવાલને આધારે એમણે દરખાસ્ત કરી કે, સરકારનો કાગળ અને સમિતિની ભલામણોની નોંધ લેવી આ દરખાસ્ત પર એમણે કડક, સ્પષ્ટ અને લાંબુ ભાષણ કર્યું એ કેટલાક કલાક ચાલ્યું એમાં એમણે એવા અર્થનું કહ્યું કે, યુનિવર્સિટીમાં ફેરફારો સૂચવવા એ કેળવણીકારોનું કામ છે, સરકારનું નહીં 'આ તો ઊલટી ગંગા જેવી વાત છે આપણે ત્યાં આ બાબતમાં સરકાર આપણને શીખવવા જાય છે કે તમારે શું કરવું ને શું નહીં આ તો નિયામક સભાને પોતાની ગુલામ બનાવવા જેવી વાત ?' એમ કહીને એમણે સરકારનો આખો કાગળ ત્યાં વાંચી બતાવ્યો અને એમાં કરાયેલી દરખાસ્તોને એક એક લઈને વખોડી કાઢી પોતાનું વલણ સ્પષ્ટ કરતાં એમણે એવા અર્થનું કહ્યું કે, 'કેળવણીનો હેતુ અને ધ્યેય જ્ઞાનપ્રાપ્તિ, અને બુદ્ધિનો વિકાસ છે એની સાધના એવી રીતે થવી જોઈએ છે કે

સરકારને એ ફાવતુ આવ્યુ જાહેર શિક્ષણના સચાલક મિ શાર્પ, જે આ બાબતમા ગવર્નરના વાજિંત્ર તરીકે કામ કરતા હતા, એમણે ૧૯૧૦ના ઑક્ટોબરમા સરકારના બધા મૂળ પ્રસ્તાવો સ્વીકારવાની દરખાસ્ત કરી વચગાળાના સમય માટે કરવા જોઈતા જરૂરી સુધારાઓ સાથે એ સ્વીકારાઈ પણ ગઈ, ને 'આર્ટ્સ'ના અભ્યાસક્રમ માટે વિગતવાર ભલામણો કરવા એક સમિતિ નિમાઈ. એ સમિતિનો અહેવાલ ૧૯૧૧ની ૧૭મી જુલાઈએ નિયામક સભાની વિચારણા માટે રજૂ થયો ફીરોઝશાહ ત્યા સુધીમા યુરોપથી આવી ગયા હતા સમિતિની ભલામણો પૈકીની એક બી એ ના ફરજિયાત અભ્યાસક્રમમાથી ઇંગ્લડના ઇતિહાસના અભ્યાસને વિદાય આપવાની હતી એની વિરુદ્ધ એ વખતે ઘણી ચકચાર જાગી હતી. સરકારની એ પ્યારી દરખાસ્ત હતી એમા ફાવાય તો હિંદી જુવાનોના મનમા બળવાના બીજને સિંચનાર અને ખાતરની ગરજ સારનાર એક વિષય ઓછો થાય, ને કાર્ઝન નિરાંત થાય, એવી લૉર્ડ સીડનહામની ધારણા હતી સ્વાભાવિક રીતે જ આ દરખાસ્ત પર ઘણી ગરમાગરમ ચર્ચા થઈ હતી, અને છેવટે સરકાર નિયુક્ત સભ્યોને મિ શાર્પની પ્રેરણા પ્રમાણે મત આપવાનુ થતા સરકારની દરખાસ્ત મોટી બહુમતીથી પસાર થઈ હતી ગોખલેજીને આ પ્રેરણાની અગાઉથી ખબર પડી જવાથી પોતાના ભાષણને અંતે એમણે નિયામકોને ઉદ્દેશીને બોલતા કહ્યુ હતુ કે, 'તમે બધા મારા મિત્ર મિ શાર્પ તરફથી બહાર પડેલા મત ફતવા (Whip)ની અસર તળે હોઈ, મારી વિરુદ્ધ મત આપવાના છો નિયામકો તરીકે તમે બધા, આહા! કેટલા બધા સ્વતંત્ર છો! ને કેટલા બધા ઉપયોગી છો!' આ શબ્દોથી મોટો ખળભળાટ મચી ગયો હતો 'આ તો અમારુ અપમાન કરવા બરાબર છે'—નિયામકો બોલી ઊઠ્યા હતા આથી શાર્પસાહેબ ઊભા થયા અને બોલ્યા 'ફતવો? હા! મેં ફતવો બહાર પાડ્યો છે! સર ફીરોઝશાહ શુ દર વખતે ફતવો નથી બહાર પાડતા?'

ફીરોઝશાહને આ શબ્દો સાંભળીને ઝાળ લાગી હતી. એમણે સૂચનનો ઇન્કાર કર્યો. એમણે કહ્યું હતું:

"મને આપને સાંભળીને આશ્ચર્ય થશે કે ચાળીસ વરસના ગાળા સુધી વિસ્તરેલા જાહેરજીવન દરમિયાન આ યુનિવર્સિટીમાં જ નહીં, મ્યુનિસિપાલિટીમાં જ નહીં પરંતુ આ દેશના ધારાસભાગૃહોમાં પણ — પ્રાંતિક અને શાહી બંને ધારાસભાગૃહોમાં પણ — એવો વખત ક્યારેય નથી આવ્યો કે જ્યારે મેં કોઈ ફતવો — અમુકને જ મત આપવાનો હુકમ — બહાર પાડ્યો હોય. મારે એવો ફતવો બહાર શા માટે પાડવો પડે? આ પ્રાંતની કેળવણીના ઇતિહાસની જે મહાન પુરુષોએ દોરવણી કરેલી છે, એમની ઐતિહાસિક પરંપરામાં હું ઊછરેલો છું. એ મહાપુરુષોનો ઇતિહાસ અને એમની પરંપરાઓ મારા જેવાઓએ માનપૂર્વક નિહાળ્યા છે. એમણે અમને હંમેશાં એવું ભણાવ્યું છે કે યુનિવર્સિટીની નિયામક સભાની રીતે રચાયેલી સંસ્થામાં મત ફતવો કાઢવો એ ખોટું, અયોગ્ય અને વાંધાભર્યું છે."

આટલી પ્રસ્તાવના પછી એમણે પોતાની હંમેશની અમોઘ વાણીમાં અભ્યાસના વિશિષ્ટીકરણ (સ્પેશ્યલાઇઝેશન) સામે ભારપૂર્વક વિરોધ કર્યો હતો. એમણે કહ્યું હતું કે

"ઇંગ્લંડ, અમેરિકા અને યુરોપમાં કેળવણીના ઉચ્ચતમ નિષ્ણાતો આવા વિશિષ્ટીકરણની વિરુદ્ધ છે. એ બધું બી. એ. થયા પછી કરવું જોઈએ. બી. એ. ની પદવીનો પાયો તો વિશાળ અને સામાન્ય કેળવણી તથા સંસ્કારોનો હોવો જોઈએ. કુલનાયક તરીકેના પોતાના પદવીદાન પ્રવચનમાં આપણા પ્રાંતના મોટામાં મોટા કેળવણીકાર ડૉ. સેલ્બીએ આથી જ થોડાં વર્ષો પર કહ્યું હતું કે ભવિષ્યમાં કેળવણીનો જે શત્રુ હું જોઉં છું એ ખાસ નિષ્ણાતો અને ખાસ નિષ્ણાતોની જ માગણી કરનારાઓ છે."

અંગ્રેજી ઇતિહાસના અભ્યાસની જરૂર વિષે બોલતા એમણે કહ્યું હતું કે લોકોને — ખાસ કરીને આ દેશના ઊછરતા કેળવાયેલા વર્ગોને માટે એનો અભ્યાસ પરમ અગત્યનો છે.

છેવટે મત-ગણતરી થતાં જણાયું હતું કે મત-કૃતવાની અમોઘતા ફીરોઝશાહની વાણીની હંમેશની અમોઘતાને ટપી ગઈ હતી, અને સરકાર જીતી ગઈ હતી !

થોડા મહિના પછી જ્યારે ફીરોઝશાહે આ પ્રશ્નને ફરી ઉખેળવાનો પ્રયત્ન કર્યો હતો, ત્યારે આ સરકારી વિજયનું એક કમનસીબ ઉપ-પરિણામ આવવા પામ્યું હતું શ્રી. નારાયણ ચંદાવરકર, જે કુલનાયક હોઈ, યુનિવર્સિટીની નિયામક સભાના સભાપતિ હતા, એમણે ફીરોઝશાહના એ પ્રયત્નને નિયમ-બાહ્ય ઠરાવ્યો હતો ! વાત એમ બની કે બી. એ. ની પરીક્ષાના સુધારેલા નિયમનોનો ખરડો કાર્યવાહક સભા ( સિન્ડિકેટ ) તરફથી મંજૂરી માટે નિયામક સભા ( સેનેટ ) સમક્ષ પેશ થયો, ત્યારે ફીરોઝશાહે ઇગ્લંડના ઇતિહાસના વિષયનો ફરજિયાત વિષયોની નામાવલીમા સમાવેશ કરવાનો સુધારો રજૂ કર્યો હતો. થોડા વખત પર જ આ બાબતનો નિર્ણય થઇ ગયો છે, એટલે હવે એ પ્રશ્ન ફરી ન ઉખેળી શકાય, એમ કહી સભાપતિએ એ સુધારો નિયમ બાહ્ય ઠરાવ્યો. સભાપતિ અને ફીરોઝશાહ વચ્ચે ત્યારે જરા ટપાટપી થઈ ગઈ હતી.

આને વખતે બીજું ના થાય ? ફીરોઝશાહ લાચાર થઈને બેસી ગયા પણ એ વાત એ કદી ભૂલ્યા નહીં. થોડા મહિનાઓ પછી નિયામક સભાના નિયમનોમા ઘણા ફેરફારો કરવાની એમણે નોટિસ આપી સભાપતિના નિર્ણયો પર ચર્ચાને સ્થાન હોવુ જોઈએ, એ નિર્ણયો આપતા પહેલા સભાપતિએ સભાજનોને પોતાનુ વક્તવ્ય રજૂ કરવાની તક આપવી જોઈએ, જેથી કરીને સુયોગ્ય નિર્ણયો આપવામા એમને મદદ થાય, એવી એવી દલીલો એમણે કરી. શ્રી રામકૃષ્ણ ભાડારકર જે પહેલાં કુલનાયક થઈ ચૂકયા હતા, અને જેમને નિયામક સભાના સભ્યો સભાપતિને કેવી રીતે પજવી શકે છે એનો જાતિ-અનુભવ હતો, એમણે ફીરોઝશાહની દલીલોનો વિરોધ કરતા એવો આક્ષેપ કર્યો

હતો કે, યુરોપિયન કુલનાયક હોય છે ત્યારે તો ફીરોઝશાહ કદી આવા હક્કો વિષે ફરિયાદ નથી કરતા ! પણ એક હિંદી જ્યાર કુલનાયકપદે આવેલો છે, ત્યારે જુઓ તો ખરા, પોતાના દેશજનને મદદ કરવાને બદલે એ એની જોડે આવું વર્તન ચલાવે છે ! ફીરોઝશાહે આ અભાગીને કહ્યું હતું

‘ બીજો કોઈ યુરોપિયન આવું બોલ્યો હોત તો મારા ગુસ્સાનો પાર ન રહેત તમને બધાને હું ચેલેન્જ કરું છું કોઈ પણ હિંદી બિરાદરનો મેં કદી હાથ ઝાલ્યો છે? શું નાગરિક માનસિક ... હું બધા મતાના અને લડાઈના સ્થાનોમાં મારા બધા દેશભાઈઓને પાછળ નથી મૂક્યા ક્યાં? કુલનાયક હિંદી હોવાથી હું એમની જોડે ... લઈ રહ્યો છું એમ કહેવાય અને મારે વિષે આવી રીતે વાત કરવામાં આવે ! મારે માટે અસહ્ય છે

ફીરોઝશાહનો આ જુસ્સાનો ઉભરો ૦ વિ ૮ મતે ઊડી ગયા હતો અને આ વાતનો અંત આવ્યો હતો

સરકારી રાહે યુનિવર્સિટીમાં સુધારા કરાવવામાં લૉર્ડ સીડનહામ આમ ફાવ્યા હતા અને ધીરે ધીરે પોતાના ધારણા મુજબના સુધારા પણ એમણે યુનિવર્સિટી પાસે એ જ રીતે માન્ય કરાવ્યા હતા સુધારાઓ પોતે જરૂરી હો કે બિનજરૂરી હો યુનિવર્સિટીની સ્વતંત્રતા જેવી કોઈ વસ્તુ ન રહે એમાં સરકારની જ આગેવાની રહે, ને આ સરકાર કહે એ જ ખરું એ વસ્તુ ફીરોઝશાહને મન અસહ્ય હતી લૉર્ડ કર્ઝને યુનિવર્સિટી ઍક્ટમાં ફેરફાર કરી એ શક્ય બનાવ્યું હતું પણ ફીરોઝશાહ જનમભર એ રીતના વિરોધી રહ્યા હતા અને એની સામે લડ્યા કરતા હતા વિલ્સન કૉલેજના પ્રિન્સિપાલ ડૉ મૅકિકન જેવા નિષ્પક્ષ કાર્યકર્તાઓએ આ બહાદુર નરની કદર કરેલી છે અને સરકારની ઉક્ત નીતિને કેળવણીના કામમાં નુકસાનરૂપ વર્ણવેલી છે

આગળ આપણે જોયું કે, જે પુરુષને સરકાર આમ પાછો પાડતી, અને જેની જોડે એને બારમો ચંદ્રમા હતો, એને છેવટે એ જ યુનિવર્સિટીનું કુલનાયકપદ આપવાની એને ફરજ પડી હતી !

## ૨૭

# બે ભૂલ

ગયા પ્રકરણમા કહેવાઈ ગયુ છે કે, લૉર્ડ સીડનહામ અને એમની સરકારના કેળવણી વિષયક સુધારાઓની ચર્ચા મુબઈ યુનિવર્સિટીની નિયામક સભામાં ચાલતી હતી ત્યારે વચ્ચે જ ખરાબ તબિયતને કારણે સર ફીરોઝશાહને વિલાયત જવુ પડયુ હતુ આ વખતે પહેલી સફરના જેવો, પથરી કાઢવાના નસ્તરનો, કોઈ સવાલ નહોતો પણ મૂત્રપિંડના દર્દને કારણે સાચો આરામ લેવાનો અને રજા ભોગવવાનો સવાલ હતો યુરોપની યાત્રાએ ઊપડતા પહેલા આ વખતે તા ૧૮મી એપ્રિલ ૧૯૧૦ને રોજ મુબઈમા એમના માનમા એક ખાસ વિદાયમાન સમારભ ગોઠવવામા આવ્યો હતો એ માટે કોવાસામા પ્રિન્સેસ મૅરી વિક્ટોરિયા જીમખાનાને પ્રસગોચિત રુચિથી ખાસ શણગારવામા આવ્યુ હતુ અને બધી કોમોના આગેવાનોએ એમા ભાગ લીધો હતો લૉર્ડ સીડનહામે અનિવાર્ય કારણે હાજર નહીં રહી શકવા બદલ દિલગીરી વ્યક્ત કરતો સંદેશો મોકલ્યો હતો અને ફીરોઝશાહની મુબઈ નગરની આગળપડતી સેવાઓની સર્વવ્યાપી કદરને કારણે મેળાવડો સફળ થશે એ વિષે વિશ્વાસ પ્રદર્શિત કર્યો હતો દાદાભાઈ નવરોજીએ પણ એમની સેવાઓની સ્તુતિ કરતો ખાસ સદેશો મોકલ્યો હતો

મેળાવડામા થયેલા ફીરોઝશાહના સન્માનના, એમની સેવાઓની સ્તુતિના, અને એમને યુરોપની યાત્રા દરમિયાન તદુરસ્તી અને સફળતા ઇચ્છતા ભાષણોના જવાબમા એમણે જે પ્રસગોચિત આભારદર્શન અને વિવેચન કર્યું હતુ, એમા જિંદગીની શરૂઆતમા સરકારી નોકરીનુ પ્રલોભન છોડી સ્વતત્ર ધધો કરવાનો અને લોકસેવા કરવાનો

જે નિર્ણય પોતે કરેલો, એ અંગેની નીચેના યાદગાર ઉદ્ગારો કાઢ્યા હતા —

"મને યાદ છે કે મારી કારકિર્દી મેં શરૂ કરી ત્યાર પછી તરત જ મારે એક પસદગી કરવાની આવી હતી જાહેર સેવા સરકારી અમલદાર થઈને કરવી કે લોકસેવક થઈને? મારા પરમ અતરના મિત્રો પૈકીના પણ કેટલાકને ખબર નથી કે ઇગ્લડથી પાછા ફર્યા પછી ઘણા થોડા વખતમા — મ બેરિસ્ટરી શરૂ કરી પછી થોડા જ વખતમા સરકારના એક આગળપડતા સભ્યે મને બોલાવ્યો હતો, અને મને પહેલા વર્ગના સબજજનો હોદ્દો અપાવવાની વાત કરી હતી હુ વકીલાતના ધધામા દાખલ થયો હતો, પણ એ દિવસોમા કેસ કાઈ એટલા બધા આવતા નહોતા કે આવી નોકરી સ્વીકારવાનુ મન ન થાય। મારા કેટલાક મિત્રો મને મહેણા મારતા હતા કે તારી આવક તને આઇસક્રીમની દુકાને જવા જેટલુ ખર્ચ પણ માડ આપે છે એમ છતા, મેં વગર આનાકાનીએ સરકારના જાહેર સેવક થવાને બદલે લોકોના જાહેર સેવક થવુ પસદ કર્યું આ મેળાવડા માટે, અને એમા તમે મારુ જે સ્વાગત કર્યું છે એ માટે, તમારો હુ આભાર માનુ છુ એનુ કારણ એ છે કે, છેલ્લા ચાળીસ વર્ષ કરતા વધારે સમય દરમિયાન મેં જે કર્યું છે, એને વિષે તમે સમત થાઓ છો"

ઇગ્લેંડ પહોચ્યા, પછી ત્યા એમણે કેટલુક અગત્યનુ રાજકીય કામ કર્યું મોર્લી ત્યાર સુધીમા નિવૃત્ત થયા હતા અને માર્કિવસ ઓફ ક્રુ એમને સ્થાને આવ્યા હતા ૧૯૧૦ મા મહાસભા અલ્લાહાબાદ ખાતે મળવાની હતી પોતાના પ્રમુખપણા નીચે મળનારી મહાસભામા હિંદુ મુસલમાન વચ્ચે સમાધાન કરવાનો ઘણો અત કરણપૂર્વકનો પ્રયત્ન થાય એ માટે સર વિલિયમ વેડર્બર્ન ઘણા આતુર હતા હિંદુ મુસલમાન વચ્ચેના ભગાણનુ અતર વિશાળતર બન્યુ હતુ વેડર્બર્નને લાગેલુ કે આ દુ ખ જો ચાલુ રહેશે, તો હિંદની પ્રગતિમા અતરાયો આવશે નામદાર આગાખાન લોર્ડ મિન્ટોના સમયમા મુસલમાનોને અલગ મતાધિકાર અપાવવાની યોજનાના પ્રવર્તક હતા પણ હવે ઇગ્લડમા એ જનતાના મિત્ર થઈને ફરતા હતા। એઓ વારવાર વેડર્બર્નને મળેલા અને પોતે અને એમો વચ્ચે

સમજૂતી ન્હાનના ઘણા જ આતુર છે એની એમના પર છાપ પાડતી એમણે કહ્યું, 'મહાસભાની પૂર્ણાહુતિ થાય કે તરત મને (હિંદુ મુસ્લિમ) પક્ષના મુખ્ય મુખ્ય પુરુષોની એક સંયુક્ત પરિષદ ભરવી અને એમણે નિશ્ચય કરવો સમાધાન સાધ્યા વિના અહીંથી ઊઠવું જ નથી!' સ્વાભાવિક રીતે ફીરોઝશાહે આ વિચારને ઉત્તેજન આપેલું હતા, આ પરિષદનું પરિણામ મોટા મીંડામા જ આવેલું હમેશાની માફક મુસલમાનો અસંભવિત બાબતો પર ભાર મૂકતા જણાયેલા અને એથી સમાધાન કરવા ગયેલા બધા ખાલી હાથે અને નીચેની મહેનત માટે દિલગીર વદને પાછા ફરેલા

ગોખલેજીની જેમ જાહેર ભાષણો અને વ્યાખ્યાનો કરવાનો ફીરોઝશાહનો સ્વભાવ નહોતો એમને ઇંગ્લંડમા એમણે લાગતા વળગતા મહાજનો અને સત્તાધીશોને મળીને ખાનગી રાહે જે થઈ શકે એટલુ જ કરવામા ધ્યાન આપેલું

લૉર્ડ હાર્ડિન્જ વાઇસરૉય પદ લેવા ઇંગ્લંડથી વિદાય લે, તે પહેલા એમણે તેમની જોડે લાંબી વાતચીત કરી હતી ફીરોઝશાહના પ્રભાવશાળી વ્યક્તિત્વે અને હેતુઓની એમની દેખાતી નિખાલસતાએ તથા હિંદની પરિસ્થિતિના એમના ગાઢ જ્ઞાને, એ જે જે જાહેર પુરુષોના સંબંધમા આવ્યા, તેમના પર ઘણી સારી અસર પાડી હતી

ઇંગ્લંડથી ફીરોઝશાહ ૧૯૧૧ ના ફેબ્રુઆરીમા મુંબઈ પાછા આવ્યા ત્યાર પછી લૉર્ડ સીડનહામના કેળવણી વિષયક ગુનાઓની બાબતને અંગે એમણે મુંબઈ યુનિવર્સિટીમા જે ભાગ ભજવ્યો, એની પરાજય કથા સ્વતંત્ર રીતે ગયા પ્રકરણમા અપાઈ ચૂકી છે હવે પારસી પંચાયતના ટ્રસ્ટીઓની ચૂંટણીને અંગેની એમની તીવ્ર પરાજય કથાની વાત કરીએ પારસી પંચાયતની આ ચૂંટણીમા મળેલો પરાજય બે રીતે ખરાબ હતો પ્રથમ તો એમની હમેશાની રીત મુજબ પોતાની આજુબાજુના ખુશામતિયા મિત્રોની સલાહથી

આ ચૂટણીમા તે ઊભા રહ્યા એ જ ખોટુ હતું પરતુ વધારે ખોટુ તો એ હતુ કે નગરસેવા અને દેશસેવાના ક્ષેત્રમા કીર્તિના આટલા ઊચા શિખરે પહોચ્યા પછી એ પારસી પચાયત જેવી કેવળ ધર્માદા પચાત કરતી એક કોમી સસ્થાના ટ્રસ્ટી થવા બહાર પડયા! એ આમ તો પારસી કોમની કોમી સભાઓમા ભાગ્યે જ ભાગ લેતા.

પારસી પચાયતનુ ટ્રસ્ટીપણુ એ એક મોટી મેંકના સચાલકપણા જેવુ હતુ કરોડો રૂપિયાનો વહીવટ કરવાની એ તક હતી એમા નાની નાની ગ્રુમોની પ્રાપ્તિ ખાતર પણ માણસો અમુકને મત આપતા એ જુનવાણી, રૂઢિચુસ્ત અને પઠાત માનસ ધરાવનાર આગેવાનોનો અખાડો હતો કેળવાયેલા, સસ્કારી પારસીઓએ ફીરોઝશાહને મત આપ્યો પણ સામાન્ય પારસીઓ તો, પારસી કોમ માટે એમણે શુ કયુ છે, 'આય તો આપના ધરમની બાબત છે' એવી ઉશ્કેરણીથી દોરવાઈ ગયા અને એમની મોટી બહુમતીથી હાર થઈ!

અહીં એક બીજી ભૂલ પણ ઉલ્લેખનીય છે પ્રતિષ્ઠા જોડે મેળ ખેવવાની દૃષ્ટિએ અને વૃદ્ધાવસ્થામા પણ અગ્રપદે જ રહેવાના આગ્રહની દૃષ્ટિએ એ સાહસ ગણાય એવી બાબત પણ ખરી

આ પણ ચૂટણીનો પ્રસગ હતો રાજા જ્યોર્જ અને રાણી મેરી હિંદ પધારવાના હતા ૧૯૧૧ ની સાલની આખરે દિલ્હીમા મોટો દરબાર ભરવાનો હતો ફીરોઝશાહે રિવાજ પાડી દીધો હતો કે માનપત્ર આપવા જોગ આવા કોઈ મોટા લોકો મુબઈને કિનારે ઊતરે, ત્યારે એમના સ્વાગતમા જે અમલદારી તયારી કરવામા આવે, તેમા અગ્રસ્થાને નગર-સુધરાઈના સભાપતિ જ રહેય ફીરોઝશાહે આ માન અગાઉ એક પ્રસગે ભોગવ્યુ હતુ આ વખતે એ યુરોપની યાત્રા પૂરી કરીને પાછા ફર્યા ત્યારે અતિ ઉત્સાહી મિત્રોએ કહ્યુ, બીજી વાર પણ તમારે હાથે જ

રાજ્યગાદીનું સ્વાગત થવું જોઈએ તમારા વિના એ કામ બીજા કોઈથી થઈ શકે જ નહિ હવે વાત એમ હતી કે સુધરાઈના સભાપતિની ચૂંટણી વારાફરતી દરેક કોમમાંથી થતી આ વર્ષે હિંદુ કોમનો વારો હતો અને શ્રી મનમોહનદાસ રામજી હિંદુ ઉમેદવાર તરીકે ઊભા થવા હતા યુરોપિયનોને એમ થયેલું કે આવે પ્રસંગે અગાઉની જેમ અપવાદ કરીને પણ આ માન અમને અપાવું જોઈએ એટલે સર ડેવિડ સાસૂને શ્રી મનમોહનદાસની સામે પોતાની ઉમેદવારી નોંધાવેલી, અને એ બેની વચ્ચે સખત ખેંચાખેંચી ચાલી રહી હતી એવામાં મિત્રોની સલાહથી ફીરોઝશાહે પોતાની ઉમેદવારી નોંધાવી પરિણામે જે તીવ્ર રસાકસી જામી એમાં છેવટે એમની જીત તો થઈ, પણ તે ફક્ત એક જ મતે!

## ૨૮

## સંધ્યાના રંગ — ૧

૧૯૧૨ના જુલાઈ મહિનામાં એક શાહી કમિશનની જાહેરાત થઈ હતી એને હિંદની સરકારી નોકરીઓ વિશે અહેવાલ આપવાનો હતો એમાં શ્રી ગોખલે અને મદ્રાસના ન્યાયમૂર્તિ અબ્દુલરહીમ સિવાય કોઈ હિંદી હોય એમ જણાતું નથી એનો અહેવાલ પ્રગટ થાય ત્યાર પહેલાં ૧૯૧૪નું મોટું યુરોપીય યુદ્ધ ફાટી નીકળ્યું હતું, અને શ્રી ગોખલેજી દેવલોક પામ્યા હતા આથી જનાબ અબ્દુલરહીમ સાહેબની વિરોધની નોંધ સિવાય એના અહેવાલમાં કશું નોંધવા જેવું લખાયું નહોતું પણ ૧૯૧૩ના માર્ચમાં એ કમિશન જ્યારે તપાસ માટે મુંબઈ આવ્યું, ત્યારે એણે ધી બૉમ્બે પ્રેસિડેન્સી ઍસોસિએશન તરફથી સર ફીરોઝશાહે મોકલેલી યાદી વિશે ચોખવટ કરવા એમને પોતાની સમક્ષ બોલાવ્યા હતા અને અનેક પ્રશ્નો પૂછ્યા હતા બીજી કોઈ બેઠક કરતાં સર ફીરોઝશાહની તપાસ વખતે સ્વાભાવિક

રીતે જ લોકોની મોટી હાજરી હતી અને ત્યાં જે વાગ્યુદ્ધ એમને જોવા મળ્યું, એથી એમને આનંદ, રમૂજ અને સંતોષ થયા હતા

એ તપાસમાં સર ફીરોઝશાહે પ્રગટ કરેલા વિચારોમાં નવીન કશું જ નહોતું એમની દલીલો પણ હજારો વાર કંગાઈ કરાઈને સુપરિચિત થઈ ચૂકેલી જ હતી પણ રજૂઆત વિશિષ્ટ હતી દીવાની નોકરીઓની (સિવિલ સર્વિસ) પરીક્ષાઓ હિંદમાં અને ઇંગ્લંડમાં એકી વખતે લેવાની જોઈએ, એ વિષય પર બોલતા એમણે પ્રવર્તમાન પદ્ધતિ પર હુમલો કર્યો, અને કહ્યું કે, રાણીના ઢંઢેરામાં જે એમ કહેવાયેલું છે કે બ્રિટિશ નેજા તળે રહેતા બધા મનુષ્યોને સરખા ગણવા જોઈએ, અને વર્ણ, ધર્મ કે ન્યાતજાતના કારણે કોઈ પણ માણસને હોદ્દાથી દૂર ન રાખવો જોઈએ એનો અમલ આ પ્રમાણે પરીક્ષાઓ ન લો, ત્યાં સુધી અશક્ય છે ગોરા કમિશનરોએ એ વખતે બચાવમાં એવો પ્રશ્ન કર્યો હતો કે, 'આ દિશામાં શું પ્રગતિ નથી થઈ? તમારી ઇચ્છાઓને સંતોષવાની શું અમે વધારે ને વધારે ઇચ્છા નથી દાખવી? નોકરીઓમાં શું હિંદી તત્ત્વ દહતાથી વધતું જતું નથી?'

ફીરોઝશાહ આના જવાબમાં બોલી ઊઠયા હતા કે, "મારું એમ કહેવું નથી મારું તો એવું કહેવું છે કે અમને સંતોષવા તમે પૂરતી પ્રગતિ નથી કરતા દેશ આગળ વધતો જાય છે પણ તમે જ્યાંના ત્યાં ઊભા છો લૉર્ડ ક્લાઇવે કહ્યું છે એમ જ્યાંના ત્યાં શાંત ઊભા રહેવું એ જોખમકારક છે ને પાછા હઠવું એ વિનાશકારક છે હિંદી બધારણના અમલમાં અંગ્રેજી જુસ્સાની જરૂર છે પણ યુરોપિયન સિવિલિયન' કરતા ભણેલા હિંદીઓ તે વધારે સારી રીતે પ્રગટ કરી શકશે ઇ૦'

કમિશનના સર મરે હૅમિક નામના ગોરા સભાસદ આ સાભળીને બોલી ઊઠ્યા 'ત્યારે તો અંગ્રેજો આજે જ અહીંથી વિદાય થાય તો વધારે સારું એમ તમારું કહેવું છે?'

'ના, મારા કહેવાનો અર્થ એ નથી તમારામાના અમુક ટકા હમેશા અહીં રહે એમ હુ ઇચ્છુ છુ મારા ભાષણો વાચો એ વિરે તમારી ખાતરી થશે '

આમ કહીને એમણે સ્પષ્ટ કર્યું હતુ કે અગ્રેજો હિંદીઓની હરીફાઈની ઈર્ષા કરે અને હિંદીઓને પરીક્ષામા બેસવાનુ જ મુશ્કેલ કરી મૂકે, એની સામે મારો વાધો છે હું જાણુ છુ કે તમને એમની બુદ્ધિ અને શક્તિઓની બીક લાગે છે!

આ ઊલટતપાસ કલાકો સુધી ચાલી હતી અને એમા વાગ્યુદ્ધના આવા અનેક સપાટા લગાવવામા આવ્યા હતા, અને લોકોને રમજ પડી હતી

અત્યાર પૂર્વ લખાઈ ગયુ એમ લૉર્ડ સીડનહામને અને ફીરોઝશાહને બારમો ચન્દ્રમા હતો લૉર્ડ સીડનહામ ખાર્ખિખૂણીને એમને ઉતારી પાડવા અથવા તો દબાવવા જ ફરતા ૧૯૧૧ ની ૨૫મી જુલાઈને રોજ વાર્ષિક અદાજપત્ર વખતે ધારાસભાની બેઠકમા એક પ્રસગ બન્યો હતો, એ આ દૃષ્ટિએ યાદ કરવા જેવો છે નાણાપ્રધાનીએ એક એવો વિચાર રજૂ કર્યો કે પ્રાતિક સરકારને પોતાની જરૂરિયાતોને પહોચી વળવા માટે કરવેરા નાખવાનો હક મળવો જોઈએ આવી બાબતોમા એને શાહી સરકારના મો તરફ જોઈને બેસી રહેવુ પડે છે એ બરાબર નથી જનાબ ફાઝલભાઈ કરીમભાઈને એ વિચાર ગમી ગયો એટલે એમણે એને ઉત્સાહભેર ટેકો આપ્યો પણ ફીરોઝશાહે વિરોધ કર્યો એમણે કહ્યું કે, ધારાસભા લોકોના અવાજનું પ્રતિનિધિત્વ ધરાવતું ન થાય, ત્યા સુધી આવો ફેરફાર કરવો હિતાવહ નથી એનો અર્થ તો એ થાય છે કે શાહી સરકારની સત્તાને બદલે આપણે પ્રાતિક સરકાર અને એણે નીમેલા ધારાસભામાના આધિપત્યઓની સત્તા સ્વીકારવી અર્થાત્ ઓલામાથી છૂટીને ચૂલામા પડવુ! ફીરોઝશાહ આવા આવાં કડક

કર્યો એમની તાતી ને તીખી ભાષામા કહેતા જતા હતા ત્યા તો લૉર્ડ સીડનહામની ધીરજ ખૂટી ગઈ એમણે ટકોરી માગીને કહ્યુ, 'બીજી બે મિનિટ આપુ છુ, સર ફીરોઝશાહ!'

'બીજી બે મિનિટ!' ફીરોઝશાહ ગુસ્સે થઈને બોલી ઊઠ્યા 'તો તો આપ નામદારે આપની સત્તાના કરેલા આવા ઉપયોગ સામે વિરોધ કરવામાં જ મારે એ બીજી મિનિટો વાપરવી જોઈએ એનો એથી વધુ સારો ઉપયોગ બીજો શો હોઈ શકે?'

ફીરોઝશાહ માટે આ નવો અનુભવ હતો પણ એ લૉર્ડ સીડનહામની નીતિરીતિનો પૂરી રીતે સૂચક હતો

બીજા એક પ્રસગે ફીરોઝશાહ એક સુધારો મૂકવા ગયેલા, ત્યારે લૉર્ડ સીડનહામે એને ગેરબધારણીય ઠરાવી એમને હલીન કરતા રોબ આપખુદીથી બેસાડી દીધેલા બીજો પ્રસગ વૈદ્યકીય ધધા દારીઓની નોંધણીનો ખરડો ૧૯૧૩મા ધારાસભામા રજૂ થયો ત્યારે બનેલો આ પ્રસગે લૉર્ડ સીડનહામે એમને એવી રીતે બેસાડી દીધેલા નહિ, પણ એમની ઠેકડી કરેલી આ આખા ખરડાનો ફીરોઝશાહે વિરોધ કરેલો લૉર્ડ સીડનહામે આ વિરોધની ઠેકડી ઉડાવતા કહેલુ કે "આ સબધમા મને એક સૈનિકની વાત યાદ આવે છે એને લશ્કરી અદાલત સમક્ષ રજૂ કરવામા આવ્યો, ત્યારે પૃચ્છામા આ શુ 'તમને આ અદાલતના કોઈ સભ્ય સામે વાધો છે?'"

એણે કહ્યુ 'ના મારો કોઈની સામે વાધો નથી કોઈ પણ અદાલત આગળ મારો કેસ ચલાવવા સામે જ મારો વાધો છે!'

આ છેલા શબ્દો જ્યારે બોલાયા ત્યારે ધારાસભાના સરકારી અને સરકારનિયુક્ત સભ્યોએ હસાહસ કરી મૂકેલી

આ સરકારી નીતિના પરિણામે ધારાસભામા અને કૉર્પોરેશનમા ફીરોઝશાહની મુશ્કેલીઓમા વધારો થયેલો અને જીવનના આ છેલા વર્ષોમા એમની આગેવાની ઘણી વાર નાજુક પરિસ્થિતિમા મુકાયેલી

જો કે એકંદર એમનો વિજય જ થયેલો, અને સરકાર હાથ ઘસતી જ રહી. ફીરોઝશાહનો આત્મવિશ્વાસ આ બાબતમાં એટલો બધો હતો કે સર જ્યોર્જ ક્લાર્કને એમની ગવર્નર તરીકેની કારકિર્દીના છેવટના સમયમાં લોર્ડ સીડનહામ બનાવવામાં આવ્યા, ત્યારે એમણે અભિનંદનનો કાગળ પાઠવતાં એમને રમૂજી રીતે યાદ કરાવેલું કે, 'આ પદની પ્રાપ્તિમાં વિરોધપક્ષના નેતા તરીકે મારો પણ ફાળો છે!'

લોર્ડ સીડનહામની નિવૃત્તિ પછી જ્યારે લોર્ડ વિલિંગ્ડન ગવર્નરપદે આવ્યા, ત્યારે સરકારી હવા બદલાઈ હતી અને જે વિરોધીઓને એમ લાગતું હતું કે હવે ફીરોઝશાહ ગયા, એમને એવો અનુભવ થયો હતો કે ફરી એક વાર ફીરોઝશાહનો પ્રભાવ અચળ છે.

આ બે વર્ષો એ એમના જીવનનાં છેલ્લાં વર્ષો છે. એ સમય દરમિયાન એમણે જે જાહેર ભાષણો કરેલાં છે, ધારાસભામાં જે જાગૃતિ દાખવી છે અને હિંમતના જે કામ કરેલાં છે, એ બતાવે છે કે છેવટની ઘડી સુધી એમની બુદ્ધિની ધાર જેવી ને તેવી તીવ્ર રહી હતી અને તેમની શક્તિઓ જળવાઈ રહી હતી.

દાખલા તરીકે, ૧૯૧૩ના નવેમ્બર અને ડિસેમ્બરમાં ભરાયેલી જાહેર સભામાં દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન વિષે એમણે બે નોંધવા યોગ્ય જાહેરાતો કરેલી છે. ગાંધીજી અને ગોખલેજીએ જનરલ સ્મટ્સ જોડેની સમાધાનીના ખત પર સહી કરતી વેળા દક્ષિણ આફ્રિકામાં મુક્ત રીતે જવા આવવાનો ને વસવાટ કરવાનો હિંદીઓનો, બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક તરીકેનો (કહેવાતો) હક જતો કરેલો. સર ફીરોઝશાહને એ નહીં ગમેલું. એમણે વાંધો ઉઠાવેલો અને જણાવેલું કે 'આ હક આપણે કદી છોડવો ન જોઈએ. એ છોડવાનો હોય તો પછી બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક રહેવામાં અર્થ જ શો છે?'

બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક તરીકેના આપણા આ કહેવાતા અધિકાર વિષે ફીરોઝશાહની લાગણીઓ એટલી તીવ્ર હતી કે ૧૯૧૨ના

અંતમાં ગોખલેજી જ્યારે હિંદ પાછા ફર્યા ને એમને માન આપવા એક મોટો સમારંભ ગોઠવવામાં આવ્યો, ત્યારે ફીરોઝશાહે એ સભામાં પણ જવાની ના પાડેલી એમના ચરિત્રકાર શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીના લખવા પ્રમાણે એમણે કહેલું, 'આપણા પક્ષને નુકસાન કરીને આ માણસ આવ્યો છે દોઢ લાખ હિંદીઓને બચાવી લેવાની ચિંતામાં ને ચિંતામાં એણે અને ગાંધીએ સંસ્થાનોમાં વસવા જવાનો આપણો પરમ અગત્યનો હક જતો કર્યો છે આપણે એને જરા પણ ટેકો નહીં આપવો જોઈએ' સ્મટ્સ પોતાના વચનનું પાલન નહીં કરે, એ તો આપણને રમાડી જ ગયો એવું એમને લાગેલું એમણે કહેલું, 'આપણો હક આપણે ગુમાવ્યો ને બદલામાં આપણને મળવાનું કશું જ નથી'

સ્મટ્સ-ગાંધી કરારની જે અવદશા સ્મટ્સે કરી છે, એ જોતાં ફીરોઝશાહના કથનમાં ઘણું સત્ય છે છતાં એ યાદ રાખવું જોઈએ કે બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક તરીકેનો આ હક કાલ્પનિક છે સાંસ્થાનિક સ્વરાજ્યમાં બધાં સંસ્થાનો પોતાના દેશમાં કોને પેસવા દેવા ને કોને નહીં એ બાબતમાં સ્વતંત્ર જ છે સર ફીરોઝશાહના કથનનો અર્થ માત્ર એ જ છે કે, એવો હક ન હોય તો સામ્રાજ્યનો કાંઈ અર્થ જ નથી અર્થાત્ સામ્રાજ્યમાં સૌને સરખા ગણી જ્યાં જેને ઠીક લાગે ત્યાં મુસાફરી કરવાની અને વસવાટ વગેરે કરવાની છૂટ હોવી જોઈએ નિદાન આપણે એમ માનીને ચડતા હતા એટલે આપણે જાતે એ છૂટ જતી કરવામાં સંમતિ આપવી જોઈતી નહોતી

કાયદાની બારીકાઈ તરફ નજર રાખવાની આ બુદ્ધિ એ સર ફીરોઝશાહની બુદ્ધિની એક વિશેષતા છે

ગોખલેજીના અકાળ અવસાન સન ૧૯૧૫ની પાંચમી માર્ચે ટાઉનહૉલમાં જે શોકસભા મળી, એમાં આ વકીલી બુદ્ધિ અને રાજકારણી રોષનું સ્થાન શોકે લઈ લીધું અને એ બોલી ઊઠ્યા કે, 'હવે હું એકલો પડી ગયો તેલંગ ગયા, રાનડે ગયા, બદરુદ્દીન

ગયા, અને હવે અફસોસ! આપણા દિલોજાન ગોખલે પણ ગયા.' ત્યારે એમનું ગળું લાગણીથી રૂંધાઈ ગયું હતું. આગળ ચાલતાં એમણે એ સભામાં ગોખલેજીની ગુણ-પ્રશસ્તિભર્યું તથા ગહન વેદનાભર્યું જે ભાષણ કર્યું હતું, એની લેડી વિલિંગ્ડન પર એટલી બધી અસર થઈ હતી કે, એમણે ઊભા થઈને ફીરોઝશાહનો હાથ ઝાલી લીધો હતો અને એમને એમના ભવ્ય ભાષણ માટે અભિનંદન આપ્યાં હતાં.

આ સભામાં એમનું ભાષણ સાંભળતાં સાંભળતાં જ ઘણાને એમ થયું હતું કે હવે એ બહુ નહીં જીવે. અને ખરેખર પાંચમી નવેમ્બર, ૧૯૧૫ને રોજ સવારે નાહીધોઈને પરવાર્યા પછી છાપાં વાંચીને અને ટપાલ જોઈને એ ઊઠ્યા ને ડાક્તરે એમનું શરીર તપાસીને કહ્યું કે, 'બધું બરાબર છે, કાંઈ ફિકર નથી.' ત્યાર પછી તરત જ હૃદયરોગનો હુમલો થયો હતો, ને થોડી મિનિટમાં એ અદૃશ્ય થયા હતા!

## ૨૯

## સંધ્યાના રંગ — ૨

'બૉમ્બે ક્રૉનિકલ'ના વાચકો આજે પણ એને મથાળે વાંચે છે 'આદ્ય સંસ્થાપક : સર ફીરોઝશાહ મહેતા.' એક અંગ્રેજી દૈનિક કાઢવાની ફીરોઝશાહની ઇચ્છા ઘણી જૂની હતી. નગરસેવામાં ઝંપલાવતાં અને રાજકારણી કામ ઉપાડતાં જ એમને સમજાયું કે પોતાનું સ્વતંત્ર મુખપત્ર હોવું એ નેતાગીરી માટે એક અત્યંત જરૂરી વસ્તુ છે. 'ઍડ્વોકેટ ઑફ ઇન્ડિયા'માં વર્ષો પહેલાં એ એથી પહેલા. એ જ્યારે વિરોધીઓના હાથમાં ગયું, ને 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'એ ફીરોઝશાહને તોડી પાડવાની ઝુંબેશ ઉપાડી, ત્યારે ઘણા લોકોએ એમને [illegible] પોતાનું [illegible] એક ગ[illegible]

અગ્રેજી દૈનિકને પોષવાની ઇચ્છા દર્શાવેલી તદર્થે 'ધી બૉમ્બે ગેઝેટ'ને ખરીદી લેવાના પ્રયત્નો થયેલા પણ એ નિષ્ફળ ગયેલા ને ફીરોઝશાહ અને એમના મિત્રોએ છેવટે ૧૯૧૩ના એપ્રિલમા 'ક્રૉનિકલ'ની સ્થાપના કરેલી ફીરોઝશાહ એના સચાલક મડળના સભાપતિ હતા

ધી સેન્ટ્રલ બૅક ઑફ ઇન્ડિયા સ્થાપવામા ૧૯૧૧મા એમણે મદદ કરેલી આ અરસામા એ બૅક મુશ્કેલીમા આવી પડવાથી એમની ચિંતાઓ ઘણી વધી પડી હતી પણ એ સ્વદેશી સાહસને ટકાવી રાખવા માટે એમણે હિમતપૂર્વક પોતાની વિવિધ મિલકતોને આડમા મૂકી, જોઈતા નાણા ઊભા કરી આપવાની માગણી કરેલી ફીરોઝશાહ એ બૅકના સચાલકમડળના પણ સભાપતિ હતા અને એમનો દાખલો લઈ બીજા સચાલકોએ પણ એ જ પ્રમાણે કમર કસેલી પણ સદ્ભાગ્યે મિ પોચખાનવાલાની કુનેહથી બૅક પોતાની આબરૂ સાચવી શકેલી ને સચાલકોને પોતાના વચનોનો અમલ કરવા વારો નહિ આવેલો ફીરોઝશાહનુ પૂતળુ આથી જ અત્યારે પણ સેંટ્રલ બૅકની મુબઈની મુખ્ય કચેરી આગળ મુકાયેલુ છે એ એમના અવસાન પછી લગભગ અઢી વર્ષે એટલે કે ૨૭મી ફેબ્રુઆરી, ૧૯૧૮ને રોજ ખુલ્લુ મુકાયેલુ અને એ વખતે ઉક્ત બૅકને શરૂઆતથી એમણે પોતાની શાખની મદદ આપીને અને પછી એના સચાલનમા સક્રિય સાથ આપીને કરેલી મદદની ઘણી પ્રશસા કરવામા આવેલી

માર્ચ ૧૯૧૫મા ફીરોઝશાહને લૉર્ડ વિલિંગ્ડનની સરકારે મુબઈ યુનિવર્સિટીના કુલનાયક નીમેલા કેટલાકને એમની આ નિમણૂકથી ભારે આશ્ચર્ય થયેલુ 'કૅપિટલ' નામના અગ્રેજી પત્રે લખેલુ કે લૉર્ડ હાર્ડિન્જે જ્યારે મુબઈની મુલાકાત લીધેલી ત્યારે એમને સર ફીરોઝશાહ સાથે જે લાબી મુલાકાત થયેલી, એને લીધે આ નિમણૂક થવા પામી હતી એ ગમે તેમ હોય ઘણા છાપાઓએ, 'ટાઇમ્સ

ઑફ ઇન્ડિયા' સુધ્ધાએ આ નિમણૂક વિરે અંતોષ પ્રકટ કર્યો અને એના કારણ વિરે આગી આરી નોંધો લખેલી આમ તો ફીરોઝશાહ બૅરિસ્ટર થઈને વિલાયતથી પાછા આવ્યા ત્યારથી એઓ યુનિવર્સિટી જોડે સંકળાયેલા હતા અને યુનિવર્સિટીની એમની સેવાઓ અનેકવિધ હતી પરતુ લૉર્ડ ગીલ્સ્બરામના વખતથી સરકારે એમના સબંધમા જે ઝનાશ કેળવી હતી એ જોતા મોડે મોડે પણ એમને વાઇસ-ચાન્સેલર નીમીને સરકારે એક ડહાપણભર્યું પગલું ભર્યું હતું એમ સૌને લાગ્યુ હતુ

આમ છતા કોઈ પણ રચનાત્મક કામ માટે આ નિમણૂક અતિ મોડી હતી ફીરોઝશાહ મૂત્રપિંડના દર્દથી ફરી પીડાતા હતા અને તબિયતને કારણે કુલનાયક નિમાયા પછી સિનેટની સભાની કોઈ પણ બેઠકમા એ હાજર રહી શક્યા નહોતા માંદગીને કારણે ત્રણ મહિના દેવલાલી અને ત્રણ મહિના પૂના રહ્યા હતા અને મુંબઈ સિનેટમાં આવી શક્યા નહોતા એક વાર તો એમની ખાતર પદવીદાન સમારંભ મુલતવી પણ રખાયા હતો છેવટે ઑગસ્ટમા ખાસ એને માટે એ મુંબઈ આવ્યા બીજે જ દિવસે એ સમારંભ હતો અને એમા એમને પદવીદાન પ્રવચન આપવાનુ હતુ ડૉક્ટરોની સલાહ પ્રમાણે એમણે બધાને મુલાકાતો આપવાનું અથવા લખવા વાંચવાનો કોઈ પણ શ્રમ લેવાનું બંધ કર્યું હતુ અને બીજા દિવસની વિધિ માટે પોતાની સર્વ શક્તિ સંઘરવા માંડી હતી પરતુ કમનસીબે કોઈએ કહ્યુ કૉર્પોરેશનમા ફલાણુ અગત્યનુ કામ છે ને ત્યા જરા જઈ આવો તો સારુ કૉર્પોરેશન એમની પ્રિય સંસ્થા હતી એની પાછળ એ લગભગ ગાંડા હતા એમનુ દિલ પણ ત્યા જવાની એમને ના કહેતુ હતુ છતા કૉર્પોરેશનનુ નામ સાંભળીને એ ગયા ત્યા ગયા અને કામકાજના જોશમા તબિયતનુ ભાન ભૂલી જરા મહેનત કરવા ગયા એ જ રાતે એ માંદા પડ્યા અને એવા કે બીજે દિવસે ડૉક્ટરોને જ એમને પદવીદાન-સમારંભમા

જતા રોકવા પડ્યા! અને એમ એ પ્રવચન અણઅપાયુ જ રહી ગયુ

મિસિસ બેસન્ટને ફીરોઝશાહનો એક કડવો અનુભવ થયો હતો વાત એમ બનેલી કે હિન્દને આપવાના નવા બધારણને અંગે જ્યારે એકાએક બેસન્ટમૈયાએ રાજકારણમા ભાગ લેવાનુ નક્કી કર્યું, ત્યારે એમણે એક કામ હોમરૂલ લીગની સ્થાપના કરવાનુ ઉપાડ્યુ, અને બીજુ કામ જહાલો અને મવાલો વચ્ચેનુ ભગાણુ સાધી આપવાનુ ઉપાડ્યુ આને અંગે એમણે ઘણા આગેવાનોની મુલાકાત લીધેલી અને દાદાભાઈ જેવા વયોવૃદ્ધ નેતા પાસે હોમરૂલ લીગનુ પ્રમુખપદ લેવાની હા પડાવેલી ફીરોઝશાહ શ્રી બેસન્ટની એ પ્રવૃત્તિઓ તરફ બહુ જ શંકાશીલ નજરે જોતા અને શ્રી ગોખલે એમની જાદુઈ જાળમા કદાચ ફસાઈ જશે, એવી પણ શંકા સેવતા

શ્રી સુરેન્દ્રનાથ, મોતીલાલ ઘોષ, અરવિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલ વગેરે જોડે વાત કરીને ડૉ બેસન્ટ પૂનામા શ્રી ગોખલેને ઘેર એમની જોડે વાત કરવા આવ્યા હતા પણ ગોખલેએ પોતાની નમ્ર રીતે એમની વાત સાભળી ના સાભળી કરી હતી ફીરોઝશાહ શુ કહેશે એનો એમને ડર હતો છેવટે ડૉ બેસન્ટે દેવલાલીમા બીમાર પડેલા ફીરોઝશાહની મુલાકાત માગી હતી એક આખો દિવસ ડૉ બેસન્ટે રાહ જોઈ હતી પણ એમણે મુલાકાત આપી નહોતી! અને ડૉ બેસન્ટને એથી ઘણુ દુખ થયુ હતુ! શાસ્ત્રીજી કહે છે કે, કોઈ પણ બાનુને મળવાની ના પાડે એવા એ માણસ નહોતા પણ એમને મુશ્કેલી હતી કોઈ પણ માણસને એ ગમે એવી સ્થિતિમા મળવા નહિ અને પોશાક વગેરેની સજાવટની એમને એવી ચટ હતી કે મળવુ હોય તો એમને મળતા પહેલા કલાકો સુધી સજાવટ કરવાનો શ્રમ લેવો પડતો! ડૉ બેસન્ટે પાછળથી કહેલુ છે, 'આ પ્રકારનુ નીચાજોણુ મેં કદી વેઠ્યુ નથી'

ફીરોઝશાહ અને વેડર્બર્ને હોમરૂલ લીગનું પ્રમુખપદ સ્વીકારવા દાદાભાઈ પર પણ ખૂબ દબાણ કર્યું હતું અને દાદાભાઈએ 'એમાં શું નુકસાન છે?' કહીને એ દબાણને વશ થવા ના પાડી હતી પણ ફીરોઝશાહ જીવ્યા ત્યાં સુધી શું, ૧૯૧૭ સુધી હોમરૂલ લીગની સ્થાપના ડૉ. બેસંટ કરી શક્યા નહોતા! અને દાદાભાઈએ પણ ત્યાર પહેલાં આ દુનિયાની વિદાય લઈ લીધી હતી!

૧૯૧૫ની ૨૨મી માર્ચે મુંબઈ કૉર્પોરેશને પોતાની રજતજયંતી ઊજવી હતી અને એ જોવા પોતે જીવતા રહ્યા છે એ અવસર ફીરોઝશાહને મન મોટા આનંદની વાત હતી. પ્રમુખ જનાબ ફઝલભાઈ કરીમભાઈએ જ્યારે એમ કહ્યું કે, 'આપણી સુધરાઈના ઇતિહાસના એક વીર નાયક, સર ફીરોઝશાહ આ ગાદીએ અહીં છે એ હજી શક્તિ અને લડાયક ભાવનાથી ભરેલા છે. પોતાના નગરની અને દેશની સેવા એ સૌથી વધારે માનપ્રદ બાબત છે એના એ ચિરંજીવ સ્મારક છે,' ત્યારે એ ઉદ્ગારોને શ્રોતાઓએ તાળીઓથી વધાવી લીધા હતા! અને ફીરોઝશાહ વિષે ભારે ઉત્સાહ દાખવ્યો હતો! ત્યાં ખાણા પછીનું ભાષણ આપવા એ ઊભા થયા ત્યારે શ્રોતાઓએ એમના દિલભર સ્વાગતના દેખાવો કર્યા હતા. એ પ્રસંગે ગવર્નર હાજર હતા અને એમણે સુધરાઈના કારોબારી અમલદારોની પ્રગતિવિહીન નીતિમાં સભ્યોએ કરેલી રુકાવટનો ઉલ્લેખ કર્યો હતો. સર ફીરોઝશાહે આ ઉલ્લેખનો પૂરા ખુશમિજાજથી જવાબ આપતાં જણાવ્યું હતું કે, એ અમલદારોને પારકે પૈસે ઉદાર થવાનું હતું જ્યારે સભ્યોને તો પ્રજાના એટલે કે પોતાના જ પૈસા ખર્ચવાના હતા. એટલો ભેદ હતો! આગળ ચાલતાં કારોબારી અમલદારોના અને સુધરાઈના સભ્યોના જે સહકારે મુંબઈની કૉર્પોરેશનને એના તત્કાલીન ઉચ્ચ સ્થાને પહોંચાડી હતી, એની એમણે મુક્તકંઠે કદર કરી હતી.

જુલાઈમાં મુંબઈ યુનિવર્સિટીએ ફીરોઝશાહને ડૉક્ટર ઑવ લૉઝ અર્થાત્ કાયદાના પંડિતની પદવી એનાયત કરવાનું માન આપવાનો

રાવ કર્યો હતો. દાદાભાઈ નવરોજીને પણ આ પદવી એનાયત કરવાનું ઠરાવાયું હતું. એનો ઠરાવ રજૂ કરતાં સર નારાયણ ચંદાવરકરે ફીરોઝશાહની વિદ્વત્તા અને લગભગ ૫૦ વર્ષથી વધારે ગાળા દરમિયાનની એમની આગળપડતી જનસેવાઓનો સુંદર ઉલ્લેખ કર્યો હતો. આ પદવીદાન વિધિસર કરવામાં આવે ત્યાર પહેલાં ફીરોઝશાહે દેહ છોડી દીધો હતો. પણ આ બધા માનસંમાન અને ભલી લાગણીઓના લ્હાવાએ એમના છેલ્લા દિવસો જરૂર આનંદ અને ગૌરવથી ભરી દીધા હતા.

૧૯૧૫ની મહાસભા એમના આગ્રહથી ચોથી વાર મુંબઈમાં ભરાવાની હતી. એ બેઠકના પ્રમુખ તરીકે શ્રી. સત્યેન્દ્ર પ્રસન્ન સિંહાની વરણી કરાવવામાં એમનો જબરો હાથ હતો. એક તબક્કે જ્યારે શ્રી. સિંહાએ એ પદ સ્વીકારવાની આનાકાની કરેલી, ત્યારે એમણે તારથી કહેવડાવેલું, 'તમે ના પાડવાની હિંમત કરી શકો નહિ;' ને શ્રી. સિંહાએ એમની એ આજ્ઞા માથે ચડાવેલી. ૧૯૧૫ની મહાસભાને મુંબઈમાં બોલાવવામાં એમનો એક મુખ્ય ઉદ્દેશ જહાલોને મહાસભામાંથી દૂર રાખવાનો હતો. કારણ કે એ માનતા કે, જહાલો અને મવાલોની રીતો વચ્ચે કશું સામ્ય નથી; અને ઉદ્દામવાદીઓ એક વાર જાતે નીકળી ગયા છે, તો એ ભલે બહાર જ રહે. એમને અંદર લાવવામાં ને સંપનો દંભ કરવામાં મિતવાદીઓને કશો જ લાભ નથી. ઇતિહાસમાં આવતી ધાડ આમ અટકાવી અટકી નથી ને ફીરોઝશાહ જીવતા હોત તો એ અટકત કે કેમ અથવા અટકત તો ક્યાં સુધી અટકત, એ એક સવાલ છે. પણ એટલું સાચું કે સમાધાની થઈને જહાલો મહાસભામાં ભળ્યા પછી 'વૉક-આઉટ' કરવાનો વારો જહાલોના ભાગમાં નહોતો આવ્યો, પણ મવાલોના ભાગમાં જ આવ્યો હતો. મહાસભાને લગતી ફીરોઝશાહની છેલ્લી કામગીરી ઑગસ્ટ અને ઑક્ટોબરની વચ્ચે એમણે મહાસભા માટે

મેળવવાની ભૂમિ બાબત ગવર્નરની પૂના ખાતે લીધેલી મુલાકાત હતી ત્યાર પછી એમની તબિયત વધારે બગડી હતી અને ૨૪મી ઑગસ્ટે એમણે છેલ્લા મહાપ્રસ્થાન માટે મુંબઈમાં પગ મૂક્યો હતો પછી પાંચમી નવેમ્બર ૧૯૧૫ને રોજ તે અમર થયા

૮૦

## શ્રદ્ધાંજલિ

૧૦મી ડિસેમ્બર, ૧૯૧૫ને રોજ આગામી મહાસભા માટે ઊભા કરવામાં આવેલા મંડપમાં સભાના સમય પૂર્વે કલાકોથી હજ્જારો હજાર કરતાં વધારે માણસો ફીરોઝશાહને અંજલિ આપવા એકત્ર થયા હતા કોઈ કોમ એમાં બાકી નહોતી અને કોઈ હિત એમાં પ્રતિનિધિત્વ વિનાનું નહોતું લૉર્ડ વિલિંગ્ડને એ સભાનું પ્રમુખસ્થાન લીધું હતું અને વડોદરાના સ્વ મહારાજા સયાજીરાવ ગાયકવાડ લેડી વિલિંગ્ડન વગેરે પ્રતિષ્ઠિત બાનુઓ અને સદ્‌ગૃહસ્થો વ્યાસપીઠ પર એમને અનુમોદન આપવા હાજર રહ્યા હતા લૉર્ડ હાર્ડિન્જે વાઇસ રૉયપદેથી પોતાની ગહન સહાનુભૂતિ વ્યક્ત કરતો સંદેશો મોકલ્યો હતો અને એમાં સર ફીરોઝશાહને 'એક મહાન પારસી, મહાન નાગરિક, મહાન દેશભક્ત અને મહાન હિંદી'ના વિશેષણોથી નવાજ્યા હતા

શોકનો મુખ્ય પ્રસ્તાવ સર નારાયણ ચંદાવરકરે રજૂ કર્યો હતો અને પ્રબળ લાગણીઓથી ભરપૂર એવા ભાષણમાં એમણે એમને મુંબઈના નાગરિકત્વના શ્રેષ્ઠજન તરીકે, મેતાજી બાદશાહ તરીકે, તથા બ્રિટિશ જાતિ અને સામ્રાજ્યની ખાનદાનમાં ખાનદાન સર્વશ્રેષ્ઠતમ પરંપરાઓ અને બુદ્ધિથી રંગાયેલા એવા સામ્રાજ્યવાદી તરીકે

વર્ણવ્યા હતા। બ્રિટિશ વેપારીઓ તરફથી બોલતાં મિ બર્ટે જણાવ્યુ હતુ કે એમનુ અવસાન એક રાષ્ટ્રીય આફત છે

'ધી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'ના તંત્રી સર સ્ટેન્લી રીડે એમના અવસાનની નોંધ લેતા આપેલી અંજલિ સૌથી સુંદર ગણાય છે એમણે નીચેના અર્થનુ લખેલુ

"મુંબઈની ભક્તિની બાબતમા અમે વિના અતિશયોક્તિ ધારીએ છીએ કે એમના જેટલા મહાન નાગરિક બીજા કોઈ પણ શહેરે ક્યાંય પેદા કર્યા નથી ચાળીસ વર્ષ સુધી એમણે એને પોતાના શ્રેષ્ઠતમ સર્વસ્વનો લાભ આપ્યો છે . . . એમનો અનુગામી ફરી મળે એવો સંભવ નથી . . મુંબઈના જીવનમા સર ફીરોઝશાહનુ સ્થાન સદા અણપુરાયેલુ જ રહેવાનુ છે. . એમના અવસાનથી આપણા બધાનુ ધન લૂંટાઈ ગયુ છે, એમ આપણને સૌને લાગે છે એ ધીટ દેશભક્ત અને આગળ પડતા નાગરિકનુ સ્થાન ફરી કદી પુરાવાનુ નથી"

# પરિશિષ્ટ

## સર ફીરોઝશાહના જીવનની સાલવારી

ઈ સ

૧૮૪૫ જન્મ

૧૮૬૧ મૅટ્રિક

૧૮૬૪ બી એ બૅરિસ્ટર થવા ઇગ્લડ

૧૮૬૬ ઈસ્ટ ઈન્ડિયન એસોસિયેશન, લડન સમક્ષ નિબધવાચન

૧૮૬૮ બૅરિસ્ટર થયા મુબઈમા વકીલાતની શરૂઆત

૧૮૬૯ ઇસ્ટ ઇન્ડિયન એસોસિયેશન લડનની મુબઈની શાખાના મત્રી મુ દાદાભાઈ નવરોજીને માનપત્ર

૧૮૭૧ પુરાવાના હિંદી કાયદાના ખરડામા સુધારો મિ ફોર્ડને ટેકો

૧૮૭૪ પારસી–મુસલમાન હુલ્લડમા કામગીરી

૧૮૭૭ સ્વયસેવક દળમા કાળા ગોરાની સમાનતાનો પ્રશ્ન

૧૮૭૮ છાપાના 'કાળા કાયદા'નો વિરોધ

૧૮૮૦ ગવર્નરના માનપત્રનો વિરોધ

૧૮૮૩ ઈલ્બર્ટ બિલને ટેકો

૧૮૮૪ મુબઈની કોર્પોરેશનના પ્રમુખ

૧૮૮૫ બૉમ્બે પ્રેસિડન્સી ઍસોસિયેશન 'હિંદી રાષ્ટ્રીય મહાસભા'ના પહેલા અધિવેશનમા

૧૮૮૭ ભરૂચ અને અમદાવાદમા ધારાશાસ્ત્રીય સફળતા

ઈ સ

૧૮૮૮ મુબઈ સરકારના ધારામડળમા 'વધારાના' સભાસદ નિમાયા

૧૮૮૯ મુબઈ યુનિવર્સિટીમા આર્ટ્સના ડીન

૧૮૯૦ કલકત્તામા મહાસભા પ્રમુખ

૧૮૯૨ પૂનામા મુબઈ પ્રાંતિક પરિષદના પ્રમુખ, જૂનાગઢના ન્યાયવહીવટની પુનર્રચના

૧૮૯૩ મુબઈના પ્રાંતિક ધારામડળમા તેમજ ગાની ધારામડળમા

૧૮૯૪ સી આઈ ઈનો ઈલ્કાબ

૧૮૯૫ કલકત્તામા અને મુબઈમા માનપત્રો

૧૮૯૬ માદગી

૧૮૯૭ સારવાર માટે ઇગ્લડ

૧૮૯૯ મેજર કોન્ડીને બોધપાઠ

૧૯૦૧ માદગી

૧૯૦૨ યુનિવર્સિટી કમિશનની ચર્ચા

૧૯૦૩ મદ્રાસ મહાસભામા

૧૯૦૪ લૉર્ડ કર્ઝનના માનપત્રનો વિરોધ મુબઈ મહાસભામા સ્વાગત પ્રમુખ

૧૯૦૫ મુબઈ કોર્પોરેશનમા પુન પ્રમુખપદે

૧૯૦૭ મુબઈ કોર્પોરેશનની ચૂટણીમા હારજીત સુરત મહાસભાનુ ભગાણ

૧૯૦૯ લાહોર મહાસભા

૧૯૧૫ અવસાન

# વિશેષનામોની સૂચિ

# સર ફીરોઝશાહના જીવનની સાલવારી

ઈ. સ.

૧૮૪૫ જન્મ

૧૮૬૧ મૅટ્રિક

૧૮૬૪ બી. એ બૅરિસ્ટર થવા ઇંગ્લંડ

૧૮૬૬ ઈસ્ટ ઈન્ડિયન એસોસિયેશન, લંડન સમક્ષ નિબંધવાચન

૧૮૬૮ બૅરિસ્ટર થયા, મુંબઈમાં વકીલાતની શરૂઆત

૧૮૬૯ ઈસ્ટ ઇન્ડિયન એસોસિયેશન, લંડનની મુંબઈની શાખાના મંત્રી મુ. દાદાભાઈ નવરોજીને માનપત્ર

૧૮૭૧ મુંબઈના હિંદી કાયદાના ખરડામાં સુધારો, મિ ક્રૉફર્ડને ટેકો

૧૮૭૪ પારસી-મુસલમાન હુલ્લડમાં કામગીરી

૧૮૭૭ સ્વયંસેવક દળમાં કાળા-ગોરાની સમાનતાનો પ્રશ્ન

૧૮૭૮ છાપાના 'કાળા કાયદા'નો વિરોધ

૧૮૮૦ ગવર્નરના માનપત્રનો વિરોધ

૧૮૮૩ ઇલ્બર્ટ બિલને ટેકો

૧૮૮૪ મુંબઈની કૉર્પોરેશનના પ્રમુખ

૧૮૮૫ બૉમ્બે પ્રેસિડન્સી એસોસિ-એશન; 'હિંદી રાષ્ટ્રિય મહા-સભા'ના પહેલા અધિવેશનમાં

૧૮૮૭ ભરૂચ અને અમદાવાદમાં પ્રાસંગિક પ્રવચનો

ઈ. સ.

૧૮૮૮ મુંબઈ સરકારના ધારામંડળમાં 'વધારાના' સભાસદ નિમાયા

૧૮૮૯ મુંબઈ યુનિવર્સિટીમાં આર્ટ્સના ડીન

૧૮૯૦ કલકત્તામાં મહાસભા પ્રમુખ

૧૮૯૨ પૂનામાં મુંબઈ પ્રાંતિક પરિષદના પ્રમુખ; જૂનાગઢના ન્યાયવહીવટની પુનર્ઘટના

૧૮૯૩ મુંબઈના પ્રાંતિક ધારામંડળમાં તેમજ ગાદી ધારામંડળમાં

૧૮૯૪ સી. આઈ. ઈ.નો ઈલકાબ

૧૮૯૫ કલકત્તામાં અને મુંબઈમાં માનપત્રો

૧૮૯૬ માંદગી

૧૮૯૭ સારવાર માટે ઇંગ્લંડ

૧૮૯૯ મેજર ડોવીને બોધપાઠ

૧૯૦૧ માંદગી

૧૯૦૨ યુનિવર્સિટી કમિશનની ચર્ચા

૧૯૦૩ મદ્રાસ મહાસભામાં

૧૯૦૪ લૉર્ડ કર્ઝનના માનપત્રનો વિરોધ, મુંબઈ મહાસભામાં સ્વાગત પ્રમુખ

૧૯૦૫ મુંબઈ કૉર્પોરેશનમાં પુનઃ પ્રમુખપદે

૧૯૦૭ મુંબઈ કૉર્પોરેશનની ચૂંટણીમાં હારજીત, સુરત મહાસભાનું ભંગાણ

૧૯૦૯ લાહોર મહાસભા

૧૯૧૫ અવસાન

